૬૧૨૭

## સૂચના.

---

આ પુસ્તકમાં સ્વદેશ હિતેચ્છુ- રિત આપ્યાં છે. જેને ઘણાં દુઃખો શાની સ્વતંત્રતા સાચવવા માટે જે કંઇક વર્ણન કર્યું છે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું **સિંહજી જસાભાઇને ઘટે** આશ્રયથી આ પુસ્તક પ્રસિદ્ધ આભાર માનવો ઉચિત જાણ

**અમદાવાદ કૌમુદીભવન.**
નવું વર્ષ ૧૯૫૨.

# સ્વદેશ પ્રેમી

## હોરેસિયસ સ્પુરિયસ
## અને હારમિ

ઈ. સ. પૂર્વ ૫૦૭ માં રોમન
નિસ સુપારબસનો કુંવર સેકસ
મોટા વજીર સ્પુરિયલ લુક્રેસિયસ
ક્ટેનિસે કોલેટિનનસની સ્ત્રી લુ
લમ ગુજારવાથી રોમના :
થઈને બાપદીકરાને રાજગાદી (
નિકાલ કર્યા. દેશનીકાલ થયલો
મની જંગલી જાતિઓના સરદા
મદદ મેળવીને ઘણું લસ્કર એક
રાજ્ય પાછું મેળવવાને માટે ચ
તે વેળાએ રોમમાં મોટી વિ
મનની સ્વતંત્રતાના હમેશ
છેલ્લી આશાથી લારપોર
વીરોને શહેરની [illegible]

જ્યાં ત્યાં નાશી ગયા હતા, શ-
જથી રોમ તરફ આવતુ હતુ, હવે
સ્વતંત્રતા જવાની તૈયારી હતી.
અને રોમની વચમાં ફક્ત એક
ના શિવાય શત્રુના લશ્કરને રો-
પાય નહોતો. રોમના છુપા
ના નરનારીઓને રોમવીરોના
તથા દુશ્મનો દોડતા આ તરફ
ચાર કર્યાં, તેથી રોમના દરેક
રહી. રોવાનો અવાજ સંભ-
તે લંપટ નરાધમ હારકુર્ઇન
ચલાવશે, પાછું માણસના
ાણુ જતાં રહેશે. ફરી સતીનું
ી બિક રહેશે, આ બધાનો
સ્ત્રીપુરુષો ઘણી ચિન્તાથી આ-
માંથી કેટલાંક હિમ્મત વગરનાં
ા કરીને જવાને તૈયાર થયાં.
નાશ પામવાને લાયક નહોતુ,
ાનો વાવટો ઉડયો છે,
રેલાં પારકાને તાબે થવા
જે સ્વાર્થ ત્યાગ

થી, જે ઉત્સાહથી રોમનોએ રોમને જુલમીના હાથથી બચાવ્યું હતું, તે આજે પણ રોમના પ્રાણમાં તે બહાદુરી તે સ્વાર્થ ત્યાગ, તે પ્રતિજ્ઞા, તે ઉત્સાહ જીવતો હતો. સ્વતંત્રતાને માટે પોતાના પ્રાણ આપવામાં આજે પણ રોમનો તૈયાર થયા. વિપત્તિ ઘણી પાસે આવતી જાય છે, જય પામેલી સેનામાં ફક્ત એક નદી શિવાય બીજો કંઈ આંતરો નહોતો, તથાપિ રોમનું મૃત્યુ થનાર નથી.

જે દેશમાં નાનાથી લઇને મોટા સુધી સઘળા સ્વતંત્રતાની મર્યાદા સમજતાં હતાં, જે દેશમાં શીખેલાં કે વગર શીખેલાં સ્વદેશ સાચવવા માટે પ્રાણ આપવાને તૈયાર હતાં. તુચ્છ સંસારનાં સુખને પગની ઠોકર મારીને જે દેશનાં માણસો સ્વદેશના ભલા માટે ઉછળતાં વિપત્તિના દરિયામાં કુદકો મારવાને ડરતાં નહોતાં, જે દેશની પતિ પ્રાણા સતી સ્ત્રીઓ પોતાના પ્રાણપ્રિય પતિના સ્વદેશના ભલાના કરતાં બીજું વધારે સમજતી નહોતી એટલુંજ નહિ પણ પોતાની જન્મભૂમિને પોતાનાં પુત્ર કન્યાને પરતંત્રતાના હાથથી બચાવવાને માટે પતિને પોતાને હાથે લડાઇનો વેશ પહેરાવીને સરળ ભાવથી, આંસુ આવેલી આંખથી તેને આમ કહીને રજા આપી શકતી હતી કે "બ-

ડાઇમાં જય મેળવજો, નહિ તો પ્રાણ ત્યાગ કરજો."
તે દેશ શું કદી પરતંત્રતાના પગની ધૂળથી કલંકિત થઈ શકે ? રોમ આજ પણ તેજ વગરનું થયું નહોતુ. રોમમાં આજે પણ એવા કેટલાંક માણસો રહેતાં હતાં કે જેઓ સ્વદેશને માટે પ્રાણ આપવામાં મોટી ખુશી માનતાં હતાં.

લડાઇ કરવાનો જેનો ધંધો હતો, તેઓ આજે ભોગ જોગે શત્રુના હાથથી હાર ખાઇને નાઠા છે. રોમનો બચાવ કરવો એ જેઓનું કર્ત્તવ્ય હતું, તેઓ આજે દુર્ભાગ્યથી જૂદી જૂદી જગાએ વેચાઇ ગયલા હતા. દુશ્મનને મારીને હઠાવવું એ મુશ્કેલ હતુ અને જીતેલી સેનાની સામે રોમની દીવાલની પછવાડેથી સ્વદેશનો બચાવ કરવો એનો પણ કંઇ લાગ નહોતો પેલી તરફ જીતેલી ફોજ રોમની આગળ આવી પહોંચી હતી. ટાઇબાર નામની નદીના ઉપરનો પુલ વટાવીને લશ્કર રોમમાં આવવાનીજ ફક્ત વાર હતી; તે આવે, તો રોમની હમેશાંની સ્વતંત્રતા નાશ પામે એવું હતું, આવી વિપત્તિની વેળાએ ફતેહ મેળવવાની રોમની એક માત્ર આશા હતી. ટાઇબાર નદીનો પુલ ઘણો સાંકડો. ત્રણ માણસો પાસે પાસે તે પુલ ઉપર જાય એટલોજ માર્ગ હતો. રોમમાં જો એવા

કોઇ માણસ હોય કે જેઓ પોતાના પ્રાણને તુચ્છ સમજીને પુલને બીજે પાર જઇને તે સાંકડા પુલનાં મોં આગળ ઉભા રહીને શત્રુ સેનાના લડાયકોની જોડે લઢાઇ કરીને થોડો વખત તેઓને આગળ આવતા રોકે, તો તે અરસામાં બીજા રોમનો તે પુલને ભાંગી નાખે, અને તેમ થાય, તો શત્રુથી બચાવવાની થોડી આશા રખાય. પણ જે માણસો પુલને પેલે પાર જાય, તેઓએ પોતાની બચાવવાની આશા મૂકીને જવું જોઇએ. કારણ કે અસંખ્ય શત્રુસેનાની સામે થોડા માણસો લઢાઇ કરે, તો તેઓનું મરણ નક્કી સમજવું જોઇએ. જો કદાચ યુદ્ધમાં કોઇ પોતાનો બચાવ કરવામાં સમર્થ થાય, તો પછવાડેનો પુલ ભાંગી જવાથી તેને પાછા રોમમાં જવાનો માર્ગ બંધ થાય તેથી શત્રુના હાથથી મરવું જોઇએ, અથવા કેદખાનામાં પડવું જોઇએ. એવી સ્થિતિમાં મૃત્યુ નિશ્ચે આવેલું સમજીને જો કોઇ રોમન પુલને પેલે પાર જવાને રાજી થાય તોજ રોમ બચે નહિ તો રોમનો બચાવ થનાર નહોતો. શું કોઇ જવાને રાજી થશે કે નહિ?

એક રોમન ખેડુત આવાં સંકટમાં પોતાનો વહાલો પ્રાણ આપવાને તૈયાર થયો અને એકત્ર થયેલાં

શહેરના રહેનારાઓને જોઇને બોલ્યો, જન્મ લીધાથી મરવું પડશે, પણ આ મરણ સાચું છે કે જે મરણથી સ્વદેશનો બચાવ થાય. હું મોટી ખુશીથી સ્વદેશની રક્ષા માટે પુલને પેલે પાર જઇને શત્રુ સેનાનો અ ટકાવ કરવાને માટે યત્ન કરવાને તૈયાર છું. જેણે જન્મભૂમિના ખોળામાં જન્મ લીધો છે, જન્મભૂમિનું અનાજ પાણી ખાઇને હું વધેલો છું, તે જન્મભૂમિનો બચાવ કરવામાં જો મારૂં માથું કપાઇને માતૃભૂમિના ખોળામાં પડે, તો એના કરતાં મારૂં સારૂં ભાગ્ય બીજું કિયું હોય? માને જુલમી ચોરોના હાથમાંથી બચાવવા જતાં છોકરાંનાં કાપેલાં માથાં જો માના ખોળામાં પડે તો છોકરાંને તેના કરતાં વહાલું મૃત્યુ બીજું કિયું હોય? હું જાઉં છું. જન્મભૂમિનું અનાજ ખાઇને મારા હાથમાં બળ આવ્યું છે, જેટલી બની શકે તેટલી મહેનતથી તે બળ જન્મભૂમિની રક્ષામાં લગાડીશ. જો કોઇની ઇચ્છા હોય, તો તમારામાંથી બે જણા મારી જોડે આવે. નહિ તો જન્મભૂમિના આશીર્વાદથી એકલોજ હું એક હજારને પૂરો પડીશ."

આવું કહીને સ્વદેશ પ્રેમમાં મસ્ત થયલો બેહુલ હાથમાં તરવાર તથા ભાલો અને પીઠ ઉપર ઢાલ

તથા કુહાડીને લટકાવીને ટાઇબાર નદીને પેલે પાર જવા નીકળ્યો, ખેડુતની સ્ત્રીએ પતિના સ્વદેશ પ્રેમમાં મુગ્ધ થઇને આંસુ ભરેલી આંખથી અને પ્રેમથી તેને પોતાનું મહાન વ્રત પૂરૂ કરીને મૃત્યુને ભેટવા માટે જવાની રજા આપી, તેણે સ્વામીને કહ્યું કે "તમારા મરણની ખબર સાંભળતાંજ હું સ્વર્ગમાં તમારી હમેશાંની સોબતણ થવાને માટે તમારી જોડે આવીશ." આ સાંભળીને ખેડુતના પ્રાણમાં બમણો ઉત્સાહ આવ્યો. ખેડુત તરત જય જયનો અવાજ કાઢતો પુલની તરફ દોડયો. હોરેસિયસના દાખલાથી તરત સ્પુરિયસ્ લારિસસ અને હારમિનિયસ નામના બે જુવાનો હોરેસિયસના પછવાડે ગયા.

ત્રણ રોમન યોદ્ધા ત્રીશહજાર લઢવૈયાથી જોડેલડાઇ કરવા માટે બેફીકરાથી ગયા. થોડીવારમાં પુલને પેલે પાર સ્વદેશના રહેવાસીઓને બોલાવીને પુલ ભાંગી નાખવા કહ્યું. રોમનો પુલ ભાંગવા માટે પ્રાણપણથી મહેનત કરવા લાગ્યા. પેલી બાજુએ જુસ્સાથી શત્રુ લશ્કર પુલની પાસે આવી પહોંચ્યું. તેઓએ આવીને જોયું કે પુલના દરવાજા ઉપર ફક્ત ત્રણ રોમનો હથિયાર બંધ થઇને પુલનો દરવાજો રોકવા માટે ઉભેલા છે. આ દેખાવ જોઇને શત્રુશે-

નાના સરદારો હસ્યા. ત્રણ જણા ત્રીશ હજાર મા-
ણસને રોકવા માટે ઉભા છે. એ તેઓના સ્વપ્નામાં
પણ આવે એવું નહોતું. પણ રોમન બહાદુરો સ્થિર
પણે શત્રુઓની ચઢાઈની વાટ જોતા હતા. શત્રુના લ-
શ્કરમાંથી સર્વથી પહેલાં ત્રણ વીરો થોડીવારમાં તે-
ઓની સામે આવીને ઉભા. આવતામાંજ લઢાઈ થવા
લાગી. પરન્તુ સ્વદેશ પ્રેમે જે હૃદય ઉત્સાહિત તથા
ભરપૂર કર્યું છે, પોતાની માને ચોરના હાથમાંથી બ-
ચાવવા માટે જે કામમાં લાગેલા છે, કોની મ-
ગદુર હોય કે, તે હાથની ગતિ રોકી શકે? શત્રસે-
નાના ત્રણ બહાદુર માણસો આંખની એક પળવાર-
માં માર્યા ગયા. તરત બીજા ત્રણ માણસો તેનો બ-
દલો લેવા માટે પ્રબળ વેગથી રોમન વીરોની સામે
આવ્યા. જોતાં જોતામાં તેઓ પણ મરણ પામ્યા.
તરત ત્રીજા ત્રણ માણસો લઢાઇને માટે તેઓની પા.
સે આવ્યા. આવી રીતે લઢાઈ ચાલવા માંડી. રોમન
વીરોની આંખ ઉપર આજે પાપણ પડતી નહોતી.
હાથને આજે આરામ નહોતો. વિજળીના વેગની પેઠે
તરવાર, ભાલા, કુહાડી વગેરે હથિયારો ચલાવવામાં
મશગુલ થયા હતા, અને દરેકવારે દુશ્મનનું લોહી રે-
ડતા હતા. જોતાં જોતાંમાં તેઓની સામે પહાડના

જેવડો મુદ્દડાનો ઢગલો થઇ પડયો. તે છતાં તેઓને વિરામ નહોતો, વિશ્રામ નહોતો. લારપોરસે વગર વિચારેલી આવી હરકત આવ્યાથી ઘણો ચીડાઇને હુકમ આપ્યો કે ગમે તે રીતે રોમન વીરોને મારી નાખવા જોઇએ. તેથી શત્રુનું લશ્કર તીડોની પેઠે આવીને તેઓની ઉપર પડવા લાગ્યું, અને પતંગીઆની પેઠે ભસ્મ થવા લાગ્યું.

પેલી બાજુએ ખટાખટ ખટાખટ અવાજથી પછવાડે રોમનો પુલ ભાંગી નાખવાને અથાક મહેનત કરેછે, પુલ ભાંગવાની તૈયારીમાં હતો, ખટાખટ શબ્દ ત્રણ વીરોની ઘણો પાસે આવતો હતો, શબ્દ જેટલા પાસે સંભળાતા હતા, તેટલા તેઓ આશા રાખતા હતા કે પોતાના મરણથી રોમનો બચાવ થશે. એ આશા ધીરે ધીરે તેઓના હૃદયમાં મજબૂત થતી હતી, અને એ આશાથી તેઓના શરીરનું બળ બમણું વધતું હતું, પ્રાણમાં ઉત્સાહ વધતો. છેલ્લીવારે પુલ ભાંગવાનો અવાજ તેઓને ઘણો પાસે આવેલો જણાયો, તેથી હોરસિયસે પાછું વાળીને જોયું, તો એક ફટકાથી પુલ પડી જશે અને એક પળમાં શત્રુસેના રોમમાં પેસવાની આશા છોડશે. તરત તેણે પાસે ઉભેલા સ્પુરિયસ લારિસસ અને હારમિનિયસને કહ્યું,

આ વેળાએ તમે પુલ ઉપરથી બીજે પાર જતા રહો; પુલ ભાંગશે, તો પછી પ્રાણની આશા રહેશે નહિ. આપણે આપણું કામ બજાવ્યાથી ધન્ય થયા છીએ. હવે અહિં કોઇને પણ મરવાની જરૂર નથી. તમે દોડતા પેલે પાર જાઓ. દુસ્મનો રોમમાં જઇને બહાદુરી તથા હિંમ્મતની સાથે શહેરના માણસોની જોડે લઢીને તેઓના જયની આશા ઘણી દૂર ગઈ છે. હું એકલોજ થોડા વખત સુધી આ શત્રુસેનાની જોડે લઢાઈ કરીશ. હું દેખાડીશ કે રોમના વીર એ કેવી વસ્તુ છે! હોરેસિયસના બે સોબતીઓ સ્પુરિયસ લારિસસ અને હારમિનિયસ મિત્રની વાતને ઠીક સમજી પુલ તૂટી પડયાથી સ્વદેશના માથા ઉપરથી સર્વ વિપત્તિ જશે એવો અનુભવ કરીને તેઓ તરત સ્વદેશવાસીઓની આગળ ગયા. વીર હોરસિયસ એકલો અસંખ્ય શત્રુસેનાની જોડે લઢવા લાગ્યો. પરન્તુ ઘણીવાર સુધી આવી સ્થિતિમાં તેને લઢાઇ કરવી પડી નહિ. થોડી વારમાં મોટો અવાજ થઇને પુલ નદીની અંદર તૂટી પડયો. શત્રુનું લશ્કર આ શબ્દથી થોડીવાર સુધી સ્તબ્ધ થઇ ગયું. તેટલામાં હોરેસિયસે "પિતા ટાઇબર! તમારા પુત્રને અંગણ કરો." એવું બોલીને પ્રબળ નદીમાં કુદી પડયો.

હોરેસિયસ નદીમાં પડતો જોઇને શત્રુસેનાની ભૂલ ભાંગી. તેઓએ જોયું કે ત્રણ રોમન વીરોએ ત્રીશ હજારને પરાજય કરીને ત્રણ જણા જખમ વિનાના શરીરે શહેરમાં જાયછે. તરત તેઓ આગ્રહની સાથે નદીની તરફ જોતા રહ્યા. હોરેસિયસે થોડી વારમાં પાણીની ઉપર માથું કાઢયું તરત સ્વદેશીઓની આનંદ સૂચવતી તાલી અને શત્રુઓના હજારો બાણો તેની તરફ આવવા લાગ્યાં. પળમાં પાછો પાણીમાં ગુમ થઈ ગયો. અને થોડી વારમાં નદીને બીજે કાંઠે જઇને ઉભો. તેના સ્વદેશવાસિયો તેને મળ્યાથી કેટલા આનંદિત થયા હશે, તેની સ્ત્રી નિશ્ચય મૃતસ્વામીને જીવતો જોઇને કેટલી સુખી થઇ હશે, અને હોરેસિયસનું અમાનુષ સાહસ અને વીરત્વથી સ્વદેશની સ્વતંત્રતાની રક્ષા કરીને કેટલો સુખી થયો હશે, કેવી રીતનો આત્મ પ્રસાદ મેળવ્યો હશે તેનું વર્ણન કરવું એ અમારી શક્તિથી બહાર છે*

---

* રોમનો ઈતિહાસ લખનાર પલિવિચસ કહે છે કે નદીમાંજ તેનું મરણ થયું હતું, પરન્તુ બીજો ઇતિહાસ લખનાર કહે છે કે તે ઘણી મુશ્કેલીથી કિનારા ઉપર આવ્યો અને જીવનનો બાકીનો ભાગ સર્વના આદર તથા સન્માનને યોગ્ય થઈને સુખથી ગાળ્યો. આ સંબંધનું

# પાન્ટિયસ કોમિલિયસ અને માર્કસ કામિલસ.

ઇ. સ. પૂર્વે ૩૮૯ માં ગલના રાજાએ ટુસ્કાનના રાજ્યની ઉપર હુમલો કરવાનો વિચાર કર્યો અને રોમની ગલના રાજાએ મદદ માગી. તેથી ફેરિયસ વંશના ત્રણ ભાઇઓને રોમનો પ્રતિનિધિ તરીકે ગલ રાજાની આગળ રોમની મહાસભાએ મોકલ્યા. તેઓ ત્યાં જઇને રાજાને પૂછ્યું, "શા માટે તમે ટુસ્કાનના ઉપર હુમલો કરો છો. તેણે કંઇ તમારૂં ખરાબ કર્યું નથી. ત્યારે શામાટે ચઢાઇ કરોછો ?" તેના જવાબમા ગલ રાજાએ કહ્યું, "ટુસ્કાન બળ વગરનું છે, અને તેનું રાજ લેવાની મારી ઇચ્છા થઇ છે એ વાસ્તે તેના ઉપર ચઢાઇ કરવા ઇચ્છું છું. ઉપલો જવાબ સાંભળીને ફેરિયસો એટલા બધા ક્રોધાયમાન થઇ ગયા કે

---

જણાય છે, કારણ કે કહેવામાં આવે છે કે રોમમાં જ્યારે મોટો દુકાલ પડ્યો હતો, ત્યારે ૩૦૦૦૦ રોમના રહેવાસીઓએ કૃતજ્ઞતાના ચિન્હ સ્વરૂપ હોરેસિયસને પોતાના થોડાક ખોરાકમાંથી ભાગ આપ્યો હતો. પુલની રક્ષા પછી હોરેસિયસને કુકલસ કારણોની આપ્યા મળી હતી. રોમનોએ હોરેસિયસની ધાતુની મૂર્તિ કરીછે તે પણ એક આંખવાળી તથા ભાગેલા પગની બનાવી છે.

પ્રતિનિધિનો નિયમ તોડીને તેઓ ટુસ્કાનનો પક્ષ લઇને ઘઢાઇમાં સામેલ થયા અને એક જણાએ તો ગલના મોટા સરદારને મારી નાખ્યો. ગલનો રાજા એથી ઘણો ક્રોધાયમાન થયો અને ત્રણ અપરાધી જુવાનોને પોતાને સોંપવાને સેનેટને કહાવી મોકલ્યું. રોમના ઘણાખરા બધા સેનેટના સભાસદોએ તથા પુરોહિતોએ ગલની વાજબી માગણી કબૂલ કરીને યુવકોને તેના હાથમાં સોપવાને કહ્યું. પણ વૃદ્ધ ફેરિયસ પુત્રોના સ્નેહમાં આંધળો બનીને તેઓને ઉપલી સજાથી બચાવ્યા. જુવાનોને ગલના રાજાને સોંપવામાં આવ્યા નહિ. ગલનો રાજા એથી પોતાનું અપમાન થયલું સમજીને રોમ ઉપર ચઢી આવ્યો.

ત્રણ માણસોના અપરાધથી બધા રોમનોનો અપરાધ ગણાયો અને તેઓના ઉપર હુમલો કર્યો, રોમના ૧૧ માઇલને છેટે એલિયા નામની નદી છે, તેના કિનારા ઉપર પહેલી લઢાઇ થઇ, તેમાં રોમનો હાર્યા. પહેલાં તો રોમનું લશ્કર તૈયાર નહોતું, તેમાં વળી લઢાઈ ગેરવાજબી જાણીને સર્વ બળ જતું રહ્યું હતું, તેથી સહેજમાં ગલનો રાજા જીત્યો હતો. પરાજય પામેલા રોમનો ગલના હાથથી માર્યા ગયા. રોમના રહેવાસીઓ રોમનો બચાવ કરવાની આશ

નહિ જોયાથી તેઓ શહેરનો બધો ખોરાક લઇને પાસેના કિલ્લામાં ભરાઇ બેઠાં. કેવળ વૃદ્ધ સેનેટના સભાસદો કિલ્લાની બહાર ગલોની વાટ જોતા બેઠા. આગલા વખતમાં રોમનો માનતા હતા કે જો દેશમાંનો રાજા અથવા શાસન કર્તા પોતાનો પ્રાણ આપીને પ્રજાના દોષનું પ્રાયશ્ચિત કરે, તો દેવતાઓ કૃપા કરીને તેઓનો બચાવ કરેછે. સેનેટના સભાસદો રોમના શાસન કર્ત્તાઓ હતા. તેઓ રોમના રહેનારાઓને માટે પ્રાણ આપે, તો તેઓનો છુટકો થાય. વિશેષ કરીને તેઓ વૃદ્ધ થયા હતા, લડાઇ કરવાને લાયક નહોતા, તેથી અને કિલ્લામાં આશ્રય લેનારની પાસે થોડો ખોરાક હતો તેમાંથી ભાગ લઇને પોતાનું નકામું જીવતરનો બચાવ કરીને તેઓને વળી જલદીથી ગલના હાથમાં સોંપવાને શા માટે ફરજ પાડે? આવો મહાનભાવ પૂર્ણ હૃદય લઇને આત્મ સુખ એટલે પોતાનું સુખ છોડવાને માટે તેઓ શહેરમાં રહ્યા.

ગલનો રાજા રોમમાં આવીને જુએ છે તો ક્યાં પણ કોઇ માણુસ દેખાતાં નથી, છેલ્લી વારે રોમના મેદાનમાં આવીને જે જોયું તેથી તે વધારે આશ્ચર્ય થઇ ગયો.

સફેદ પોશાકવાળા, સફેદવાળના, હાથીદાંતના બનાવેલા આસન ઉપર હારો દોર ૮૦ વૃદ્ધ બેઠા હતા. સઘળાના હાથમાં હાથીદાંતની એક એક લાકડી હતી. એઓ શું દેવતા છે કે માણસ છે કે પુતળાં છે. પહેલા તો ગલનો રાજા સમજ્યો નહિ. ઘણીક વાર સુધી એક નજરથી જોઈ રહ્યા પછી એક ગલે અજાયબી પૂર્ણ કરવા માટે એક સેનેટના સભાસદના ગાલ ઉપર એક લપડાક ખેંચી કાઢી. તરત સખ્ત લાકડીના મારથી તેની અજાયબી પૂર્ણ થઇ. ગલોએ જ્યારે જોયું કે આતો બધા માણસો છે, ત્યારે તેઓએ નિર્દય રૂપથી સર્વને મારી નાખ્યા. હત્યા પૂરી કરીને તેઓ કિલ્લાની તરફ જવા લાગ્યા. કિલ્લો ટાઇબર નદીના કિનારા ઉપરના એક પહાડ ઉપર કરેલો હતો. તેઓએ જાણી લીધું કે લડાઇ કરીને આ કિલ્લો હાથ કરી લેવો એ મુશ્કેલ ભરેલું કામ છે. તેઓએ ધાર્યું કે ખાધા સિવાય કિલ્લામાંના રહેવાસીઓને દુઃખ આપવા વિના કિલ્લો મેળવી શકાશે નહિ. તેથી તેઓ કિલ્લાને ઘેરો નાંખીને ત્યાં પડયા, પરન્તુ આટલા દિવસ સુધી બેસીને શું કરે તેથી તેઓએ પહેલાં રોમનો નાશ કર્યો, ત્યાર પછી પાસેના વીઇ નગર ઉપર હુમલો ક-

યાં. રોમનો સર્વથી બહાદુર વીર માર્કસ કામિલસ આ વેળાએ વીઈમાં રહેતો હતો. કામિલસે પહેલાં રોમને માટે ઘણી લડાઇઓ કરીને જય મેળવ્યો હતો. રોમનાં કેટલાંક માણસો તેના ઉપર અદેખા થઇને તેના ઉપર ખોટો આરોપ મૂક્યો હતો કે, છેલ્લી લડાઈમાં કામિલસે લૂંટનો માલ વધારે તફડાવ્યો છે અભિમાની કામિલસ આ અપવાદ ખરો છે કે ખોટો એ કંઈ નહિ કહેતાં ક્રોધાયમાન થઈને નગર છોડીને ચાલ્યો ગયો હતો. અને પછી શહેર છોડવાના અપરાધથી રૂપીઆનો દંડ અને દેશનીકાલની સજા થઈ. તેથી હમણાં વીઈમાં રહેતો હતો. વીઈ ઉપર ગલોએ હુમલો કર્યો તે વેળાએ કામિલસ તેની સામે થઈ તેણે તેઓને હરાવ્યા, અને ગલ રાજાનું લશ્કર વીઈ છોડીને તરત રોમમાં નાશી ગયું. આ બનાવ જાઇને વીઇમાં નાશી આવેલા રોમનોના મનમાં આશા ઉત્પન્ન થઈ અને કામિલસની પાસે જઇને અરજ કરી કે, "હે વીરવર કામિલસ ! તમે ગલોને નસાડીને રોમનો બચાવ કરો, તમારા વિના આ વિપત્તિમાંથી છુટી શકે એવો બીજો વીર કોઇ નથી." કામિલસે કહ્યું, "હું રોમની દેશનિકાલ થયલી પ્રજા છું. રોમની તરફદારી પકડીને મારી મરજીથી

કોઇની જોડે લઢવું એ મારી શક્તિથી બહાર છે. તોપણ જો રોમની સેનેટના સભાસદો મને લઢાઇ કરવાનો હુકમ આપે, તો હું લઢાઈ કરવાને તૈયાર છું.

પરન્તુ રોમની સેનેટના સભાસદો ક્યાં હતા? તેઓ ઘણા ખરા મરણ પામ્યા હતા, જે બે ચાર બાકી રહેલા હતા, તેઓ તો કિલ્લામાં ભરાઇ બેઠા હતા. ત્યાં જઇને કોણ તેઓની પરવાનગી આણે? કિલ્લાની એક બાજુએ અસંખ્ય ગલો ચોકી પહેરો કરતા હતા. બીજી બાજુએ ટાઇબર નદીમાંથી ઉપર ચઢવાનો મુશ્કેલ પહાડ હતો. તેથી કિલ્લામાં કોણ જાય?

પોન્ટિયસ કોમિલિયસ નામનો એક જુવાન આ બારે કામ કરવાને તૈયાર થયો. પોન્ટિયસ ખેડુતના પોશાકમાં કેટલુંક સોનું પોતાની પાસે છુપાવીને આખો દિવસ ચાલતો ચાલતો સાંઝે ટાઇબર નદીના કિનારે જઈ પહોંચ્યો. એટલામાં થોડુંક અંધારૂં થયું. તેથી કોઈ ચોકીદાર જોઈ નહિ શકે એવા જગાપરથી પ્રાણની આશા મૂકીને ટાઇબર નદીમાં કુદી પડયો. કુદવાની પહેલાં તેણે ટાબરની આગળ પ્રાર્થના કરી કે, "હે ટાઇબર! રોમને માટે એક દિવસે હોરોસિયસ તમારામાં કુદી પડયો હતો. આજે રોમને માટે હું પણ તમારા પાણીમાં કુદી પડું છું.

મારો બચાવ કરજો." વેગવતી ટાઇબરના પ્રવાહમાં તણાતો તણાતો પોન્ટિયસ અંધારામાં પહાડની તલાટી સુધી પહોંચ્યો. પણ હજી ઉંચા પહાડ ઉપર ચઢવું છે, તેનાથી પેલો જુવાન ડર્યો નહિ. અંધારી રાત્રે ઘણી સાવચેતીથી હલવે હલવે પહાડ ઉપરનાં ઝાડ-ને ધરતો ધરતો દરેક પગલે મૃત્યુ જાણીને અડધી રાત્રે કિલ્લામાં જઈ પહોંચ્યો. ઉત્સુક હૃદયના કિલ્લાના રહેવાસીઓ ખબર સાંભળવા માટે તેને ઘેરીને ઉભા રહ્યા. પોન્ટિયસે પહેલેથી આખર સુધીની સર્વ ખબર કહી સંભળાવી. કામિલસને ડેરેક્ટર એટલે કરતો કરાવતો મુકરર કરાવી તરત ત્યાંથી જવા નીકળ્યો. અંધકારથી ગલોની નજર ચૂકાવીને સવાર થવાની આગમજ તે વગર હરકતે વીઇ નગરમાં આવી પહોંચ્યો. બીજે દિવસે સવારે તીક્ષ્ણ દૃષ્ટિવાળા ગલના રહેવાસીઓએ જોયું કે પહાડ ઉપરથી વે-લોનાં પાંતરા કોઈ કોઇ ઠેકાણેથી તૂટયાં છે, નદીની સેવાળ વચમાંથી દૂર થઇ છે, પથ્થરો ખસી ગયાંછે એના ઉપરથી અનુમાન કર્યું કે આ રસ્તેથી રાત્રે કોઇ કિલ્લામાં ગયું હોવું જોઇએ. એક વિલાસી રોમન જે માર્ગથી જઈ શકે છે, તે રસ્તે શું આલ્પસ પ-હાડના રહેવાસી મજબૂત બાંધાના ગલો શું જઇ શકશે નહિ ?

આટલા દિવસ થયા જે કામમાં આગળ વધવાને હિમ્મત કરતા નહોતા, આજે તેમાં તેઓએ નિશ્ચય કર્યો અને રાત્રિની રાહ જોવા લાગ્યા. રાતના અંધારામાં હજારો ગલો ચૂપચાપ પહાડ ઉપર ચઢવા લાગ્યા. ઊંઘાયલા કિલ્લાના રહેવાસીઓએ વિપત્તિની વાત જાણી નહિ. અને જો જરા વધારે ઊંઘાયા હોત, તો એ ઊંઘ હમેશની ઊંઘ થઇ જાત. પરંતુ સારા નસીબે કિલ્લામાંના જૂનાર દેવતાના મંદિરમાં પાળેલા હંસોએ પથ્થરના પડવાના શબ્દ સાંભળીને ભય પામીને પાંખ ફફડાવીને તેઓ પોકાર કરવા લાગ્યા. પ્રાચીન રોમનો ઘણા દેવભક્ત હતા. આ વખતે વળી તેઓની વિપત્તિની સ્થિતિ હતી. હમણાં દેવતાઓને ખુશ રાખવા માટે તેઓ વધારે તત્પર હતા. એટલુંજ નહિ પણ કિલ્લામાં ખાવાનું ઘણુંજ ઓછું હતું તે છતાં મંદિરમાં પાળેલા હંસનો સ્પર્શ કરવો તો એક બાજુએ રહ્યો તેઓના ઉપર કંઈપણ અયત્ન પણ કરતા નહોતા. આજ તેઓનું ફળ મળ્યું. હંસોના ઓરડવાથી પહેલાં માનિલસ નામનો એક રોમન જાગી ઉઠ્યો, ઊઠીને જુએછે તો સામે એક ગલને આવતો જોયો. પળવારમાં તેને પકડીને નીચે નાંખી દીધો. તરત બીજા એક ગલે તરવાર

બહાર કાઢીને તેના ઉપર ઉગામી એટલામાં માન્લિસ-સે તે તરવાર ખેંચી લઇને તેનો હાથ કાપી નાંખ્યો. એટલામાં કિલ્લાના રહેવાસીઓ જાગી ઊઠયાં. પહેલાં આવનારાઓની આવી સ્થિતિ જોઇને બીજા ગલો ડર્યા. જેઓએ ચઢવાનો આરંભ કર્યો હતો તથા કેટલેક છેટે આવી પહોંચ્યા હતા, તેઓ પ્રાણ ભયથી નીચે પાછા ઉતરવા લાગ્યા. માન્લિસને દરેક કિલ્લાના રહેવાસી-ઓએ આ દુકાળની વેળાએ અમૂલ્ય ધનના જેવી ખોરાક થોડો થોડો આણીને કૃતજ્ઞતાના ચિહ્ન સ્વરૂપ ભેટ આપવા લાગ્યા. ત્યાર પછી કિલ્લાના રહેવાસીઓ ઘણા ચિન્તાતુર થઈ પડયા. આ વખતે તો એક વિપત્તિમાંથી બચ્યા. પરન્તુ આવી રીતે કેટલા દિવસ કિલ્લાનો બચાવ કરે? ખોરાક તો ઘણો ખરો પુરો થવા આવ્યો હતો. ખાધા વગર કેટલા દિવસ ગળાય? સેનેટની આજ્ઞાનો પત્ર લઇને પોન્ટિયસ કામિલસની પાસે પુગો હશે કે નહિ કદાચિ તે વીઈ પહોંચતાંજ માર્ગમાં ગલોના હાથે મરી ગયો હોય તો શું કામિલસ આટલી વારમાં રોમનો ઉદ્ધાર કરવામાં આગળ પડત નહિ? ગલોના હાથમાં તાબેદારી સોંપ્યા સિવાય કિલ્લાના રહેવાસિયોએ બીજો કંઈ ઉપાય દીઠો નહિ. એટલામાં કિલ્લામાંના એક માણસે કહ્યું, "મને રજ-

નામાં જુપિટરે આજ્ઞા કરી છે કે તમારી પાસે જેટલો બાકીનો લોટ હોય તેની રોટલીઓ તૈયાર કરીને નીચેના શત્રુઓની ઉપર નાંખો." ભયાનક આજ્ઞા, પણ ગમે એટલી ભયાનક હોય, તો પણ દેવતાનો હુકમ પાળવો જોઇએ. બાકી રહેલો જેટલો લોટ હતો તેની રોટલીઓ તૈયાર કરીને ભૂખ્યા રોમનાએ નીચે શત્રુની ઉપર નાંખી.

હવે નસીબ ફર્યું. ઘણી રોટલી જોઇને ગલનો રાજા અજાયબ પામ્યો. જેઓ હમણાં આટલી બધી રોટલીઓ ફેંકે છે તેઓની પાસે બીજો કેટલો ખોરાક એકઠો હશે, ત્યાર પછી થોડીવાર વિચાર કરીને ગલના રાજાએ એક મોટા રોમનની જોડે મળવાની અરજ કરી. સલપિટિયસ નામનો એક મોટો તેને મળવા આવ્યો. ગલના બાદશાહે કહ્યું કે "જો રોમનો મને એક હજાર મણ સોનુ આપે, તો હું હમણાં રોમ છોડીને જતો રહું. સલપિટિયસ તેમાં રાજી થઇને કિલ્લામાં જેટલાં સોનાનાં અલંકારો હતાં, તે લઇને પાછો ગલના રાજાની આગળ ગયો. વજન કરવાથી સોનાનું વજન હજાર મણથી વધારે થયું. વધારેનો ભાગ સલપિટિયસ બાજુ ઉપર મૂકવા ગયો; ગલનો રાજા સોનાનો લોભ રોકી શક્યો નહિ તેથી તે રો-

ફરીને ગુસ્સાથી બોલ્યો, "પરાજિતની વાત કોણ માને?

આવું અપમાન સહન કરવાના જેવી દશા હજી પણ રોમની થઇ નહોતી. વાદવિવાદથી ઝંગડાનું મંડાણ થયું, એટલામાં કામીલસ આવી પહોંચ્યો. તેની જોડે ૯૦૦૦૦ સિપાઇઓનું લશકર હતુ. તેણે આ બંદોબસ્તની વાત સાંભળીને પછી બોલ્યો, "સોનાથી નહિ પણ રોમ લોઢાથીજ બચાવ કરશે." ગલનો બાદશાહ બોલ્યો, રોમનો એક વેળાએ સોનુ આપીને સલાહ કરવાને કબૂલ થયા હતા અને હવે તે તોડોછો, એ ગેરવાજબીછે. કામિલસે કહ્યું, "હું હમણા ડેરેક્ટર છું. મારી રજા શિવાય હવે બીજા કોઈથી સલાહ થઈ શકશે નહિ." વાત ઉપર વાત થવાથી ઝંગડો થયો અને પાછી લડાઇ જાગી. ગલો પરાજય તથા ઘણા ખરા માર્યા ગયા. પોન્ટિયસની મહાન્ હિમ્મતથી અને કામિલસના બાહુબલથી રોમનો બચાવ થયો.

લડાઇનો અન્ત આવ્યો પછી વીરત્વનું ઇનામરવરૂપ કામિલસને "રોમુલસ એટલે રોમનો બીજો સ્થાપન કર્તા કર્યા અને માનિલસનેક પિટ્રોલિનિસનું પદ આપ્યું અને જુનોર મંદિરમાં એક સોનાનો બનાવેલો હંસ મૂકયો. પરન્તુ પ્રધાનવીર પોન્ટિયસ જે અંધારી રાત્રે નદીનો પહાડપર ચઢીને મરણની દરકાર નહિ

રાખતાં સેનેટની પાસેથી કામિલસને ડેરેકટર મુકરર કરવાની પરવાનગી લઇ આવ્યો હતો. દેશોદ્ધારનો મૂળ કર્તા પોન્ટિયસને કંઇ ઇનામ મળ્યું હતુ કે નહિ તેનું ઇતિહાસમાં વર્ણન નથી. ગમે તો નહિ મળ્યું હોય પણ તેના આત્મવિસર્જનનું મહાન્ સાહસ અને દેશને માટે વૃદ્ધ સેનેટના સભાસદોનું મહાન આત્મસુખ ત્યાગની વાત જગતના ઇતિહાસમાં હમેશાં સ્વર્ણાક્ષરથી લખેલી રહેશે. સ્વદેશનો ઉદ્ધાર એ અમૂલ્ય ભેટછે.

---

## યુકેલીરીડ.

જે બધાએ પોતાના સુખને ત્યાગ કરીને અને પોતાનો પ્યારો પ્રાણ આપીને સુઇઝર્લૅડને ઘણાકાલની પરતંત્રની હાલતમાંથી છોડાવી છે. તેમાં યુકેલીરીડ એક આગળ પડતો પુરુષ હતો. ચઉદમા શૈકામાં જર્મનોએ સુઇઝર્લૅડ પોતાના તાબામાં લેવા સારૂં ઘણો પરિશ્રમ કર્યો હતો પણ તેમાં તે ફાવી શક્યા નહિ. જર્મનો ધનવાન અને હથિયાર ચલાવવામાં તેમજ હથિયારથી સજેલા હતા. સુઇસો ગરીબ અને હથિયાર વિનાના હતા; જર્મનોનું લશ્કર ઘણું હતું. એક લશ્કરની ટુકડી પરાજિત થયાથી બીજી ટુકડી ત્યાં

આવી ચઢતી હતી; સુઇસોની જનસંખ્યા ઘણીજ ઓછી હતી. ઉપરા સાપરી લઢાઈ થયાથી તેઓની સંખ્યા ઓછી થઇ ગઇ હતી. હવે લઢાઈ કરવાને તેમજ સ્વદેશનો બચાવ કરવાને માણસો મળવા મુશ્કેલ પડવા લાગ્યાં. એવી સ્થિતિમાં સુઇઝર્લંડ શત્રુના હાથમાં ગયું, પણ વુડેલીરીડના અદ્દ્ભુત આત્મત્યાગથી સુઇઝર્લંડનો ઉદ્ધાર થયો.

ઇ. સ. ૧૩૮૫ માં જર્મન લશ્કરે સુઇજિર્લંડના ઉપર ઘેરો ઘાલ્યો, લોખંડના બખતરો પહેરીને જર્મનના મોટા મોટા વીરપુરુષો ઘોડેસ્વાર થઇને આવ્યા હતા અને પેદલશ્કરના સિપાઇઓએ પણ લોઢાના કવચ પહેરેલા હતા, જ્યારે કવચ પહેરેલા હતા. જ્યારે કવચ પહેરેલા વીર પુરુષો હાથમાં ભાલા લઇને હારબંધ ઉભા રહેલા હોય છે, ત્યારે તેઓની વિચિત્ર હાર ભેદવી એવી વીરસેના ઘણીજ થોડી હોયછે. એવી અવસ્થામાં સુઇસ વીરો કોઇએ પોતાનું ખેતીવાડીનું કામ છોડી દેઇને, કોઈએ પોતાની દુકાનો છોડી દેઇને અને બીજા પ્રકારના કારખાનાં પડતા મૂકીને, કોઇએ કુહાડી તો કોઇએ ફાવડા, કોઇએ ભાલા તો કોઇ હળના નાગર, કોઇએ દાતરડાં જેને જે હાથ લાગ્યું તે લેઇને દેશનો બચાવ કરવા માટે શત્રુઓના ઘેરા-

વાનો પ્રવાહ રોકવા માટે દોડ્યા.

સેમ્પાકના રણક્ષેત્રમાં બેઉ સેના સામે સામે થઈ. સ્વદેશ હિતૈષી સુઇસો પહેલાં વેગથી સામેના લશ્કરના ઉપર પડીને તેઓની હાર તોડવાનો યત્ન કરવા લાગ્યા, પણ ભાલાધારી લોઢાના કવચધારી હારને ભેદવી એ કોની મગદુર હતી. ટોળેબંધ સુઇસો મરવા લાગ્યા. જર્મન ભાલાધારી અને જર્મન લશ્કર દિવાલની પેઠે અચલ રહ્યું. ધીરે ધીરે પોતાનું બળ ઓછું થયલું જોઈને સુઇસ વીર પુરુષોના મનમાં ધીરે ધીરે ભયનો સંચાર થવા લાગ્યો. ભાલાની હારને વટાવીને એકવાર લશ્કરમાં પ્રવેશ કર્યા શિવાય જીત મેળવવાનો બીજો ઉપાય તેઓએ જોયો નહિ. જો ભાલાની હારમાંથી લશ્કરમાં જવાને થોડો માર્ગ કરવામાં આવે, તો પોતાનો બચાવ થઈ શકે નહિ તો ખચીત પોતાની દુર્દશા થવામાં કંઈપણ બાકી રહેવાની નથી એવું સુઇસો પોતાના મનમાં સમજવા લાગ્યા.

એટલામાં યુકેલીરીડના મનમાં આવ્યું કે, જો કોઇ ઉપાયથી કેટલાક ભાલાને નકામા કરીને થોડો માર્ગ કરી શકાય, તો સુઇસસેના અંદર જઈ શકે. તેનો ઉપાય પણ તેના મનમાં ઉદય પામ્યો. આત્મજીવન આપ્યાથી જો દેશનો ઉદ્ધાર થાય, તો શા વાસ્તે પ્રાણ

નહિ આપું? યુકેલીરીડ હવે આગળ વધ્યો; તેની પ્રિય સ્ત્રીનું સુન્દર ગોં મનમાં આવ્યું, તેના નાનાં નાનાં છોકરાંના મોઢાં મનપર તરી આવ્યાં. પળને માટે તેનું હૃદય ડગ્યું; પણ તરત સર્વ કરતાં પ્રિયતમ જન્મભૂમિ મનમાં આવી; તે વેળાએ સ્ત્રી છોકરાંને વિસરી ગયો. ૯૯ પગલાં ભરતો ભરતો જર્મન લશ્કરની તરફ દ્રોડતો ચાલ્યો. સાથેના બહાદુરોને પોતાની પછવાડે આવવાને બોલાવ્યા, તેઓ પાછા નવા ઉધમથી દ્રોડયા. યુકેલીરીડ તે મૂર્તિમાન મરણના જેવા લોઢાના કાંટાના વનની આગળ જઇને બેઉ હાથ ફેલાવીને જેટલાં પકડાઇ શક્યાં તેટલાં ભાલા પકડીને પોતાની છાતીમાં તેનો આગલો ભાગ પ્રવેશ કરાવીને પ્રાણપણથી તેને પકડી રાખ્યાં, એવી રીતે એક ઠેકાણેથી વ્યૂહભેદનો રસ્તો થયો. ગુસ્સે થયલા જર્મન યોદ્ધાઓ ભાલા ખેચી લેવાની આગમજ સુઇસવીરો વિજળીના પ્રમાણે અને વજ્રના અવાજની પેઠે યુકેલોરીડના મરેલાં શરીર ઉપરથી ચાલ્યા ગયા. તે સાંકડા માર્ગથી વ્યૂહમાં પ્રવેશીને બહાદુરીથી જર્મન લશ્કરનો નાશ કરવા લાગ્યા. જર્મન સેના ઘણો વખત સુધી લડાઈ કરીને અન્તે હાર માનીને રણના મેદાનમાંથી નાસવા લાગી. તેથી સુઇઝર્લેડના સ્વતંત્ર-

તાનો ચંદ્ર રાહુ મુક્ત થયાથી પાછું તેણે અપૂર્વ સૌન્દર્ય ધારણ થયું, અને યુકેલીરીડે પોતાનો પ્રાણ આપીને આ લોકમાં અક્ષયકીર્ત્તિ અને પરલોકમાં અનન્ત સ્વર્ગલાભ મેળવ્યો.

---

# થિર્મોપલી અને લિયોનિડસ.

ઈરાનનો બાદશાહ પોતાના કુબેરના સમાન અસીમ ઐશ્વર્ય પૂર્ણ ભંડારના આશ્રય વડે અસંખ્ય સૈન્ય એકત્ર કરીને ગ્રીસ જીતવા આવ્યો હતો. ઇરાનના બાદશાહના તાબેના મુલકની તુલનામાં ગ્રીસ સમુદ્ર આગળ ટીપા જેટલો હતો, પરન્તુ એવું જાણ્યા છતાં પણ ઇરાનનો બાદશાહ લોભ છોડી શક્યો નહિ. તેથી ઇરાનનો બાદશાહ ગ્રીસ જીતવાને આવ્યો હતો. ઇરાનના બાદશાહેની ઈચ્છા કરી હતી કે ગ્રીક રાજાઓને મારી તાબેદારી મનાવું અને ગ્રીસને મારા રાજ્યમાં સામેલ કરૂં. ગ્રીસ ઉપર ચઢાઈ કરવાની પહેલાં ગ્રીસના રાજાઓની પાસેથી તેમની તાબેદારીના ચિહ્નરૂપે તેમના તાબેના જૂદા જૂદા દેશનાં પાણી અને માટી આણવા માટે ઈરાનના બાદશાહે ગ્રીસના રાજાની પાસે એક દૂત મોકલ્યો.

ઇરાનના બાદશાહની અતુલ શક્તિ અને અસીમ ઐશ્વર્યની વાત રાજાઓના જાણમાં હતી. તથાપિ તાબેદારી કબૂલ નહિ કર્યાથી જરૂર મરવું પડશે એ તેઓએ જાણી લીધું હતું. પરંતુ તાબેદારી માનીને અપમાન સહન કરવું એ તેઓને સારૂં જણાવ્યું નહિ. ત્યારે તે સમયની રીતિ પ્રમાણે દૂત લોહીવાળા હાથ કરીને પાછો ફર્યો. આથી ઇરાનનો બાદશાહ ક્રોધા-યમાન થઇને પોતાના ધનબળથી મોટું લશ્કર એકઠું કરીને ગ્રીસને સમુદ્રમાં વિલીન કરવાની તેણે ઇચ્છા કરી. બીજી તરફ ગ્રીસના રાજાઓ પણ આળસુ થઇને બેઠા નહોતા, પરન્તુ ઇરાનના બાદશાહના અસંખ્ય સિપા-ઇઓના હાથથી પોતાના મુઠીભર લશ્કરથી દેશને બચાવવો એ તેઓ અસંભવિત માનતા હતા. તેથી દેશનું રક્ષણ કરવા માટે કોઇ સારી યુક્તિ શોધવા માટે તેઓ કરિસ્થ નામની સંયોગી ભૂમિના ઉપર એકઠાં થયાં. ઇરાનના વહાણો ઇજિયાન સાગરમાં આવીને ગ્રીસને ઘેરશે. અને હેલસપન્ટ નદી ઓ-ળગીને સિપાઇઓ સ્થલ માર્ગે સહેલાઇથી ગ્રીસની હદમાં આવશે, તેમને રોકવા એ ગ્રીસની શક્તિ બહાર હતું. ફક્ત ગ્રીસને બચાવવાનો એકજ ઉપાય એ હતો કે ગ્રીસમા પ્રવેશ કરવાના જે સાંકડા ર-

સ્તાઓ હતા જેમાંથી વધારે લશ્કર એકકાળે જવું મુશ્કેલ છે, તે રસ્તાઓ કોઈ રીતે બચાવવા એવો નિર્ણય થયો, પછી ટેમ્પી નામે જે સર્વથી સાંકડો માર્ગ હતો ત્યાં પહેલાં ગ્રીસના રાજાઓએ લશ્કર મોકલ્યું. પરંતુ તેને બચાવવાનો સારો લાગ નહિ જોવાથી તે લશ્કર ત્યાંથી ફેરવીને થર્માપલી નામનો બીજો માર્ગ હતો ત્યાં લાવીને ત્યાંથી રક્ષણ કરવાનો નિર્ણય કર્યો.

ગ્રીસના ઉપસાગર અને એટા પહાડના વચમાં એક ઘણા સાંકડા માર્ગનું નામ થર્માપલી હતું. એટા પહાડમાંના ગરમ પાણીના ઝરણામાં નાહીને પુષ્કળ વ્યાધિગ્રસ્ત માણસો રોગથી મુક્ત થવાને અહિં આવતાં હતાં. એ માટે એનું નામ થર્માપલિ એટલે ગરમ જગાનો દરવાજો પડયો હતો. એ જગા કોઈ કોઈ ઠેકાણે એટલી તો સાંકડી હતી કે તેમાં ફક્ત એક નાની ગાડી જવામાં પણ મુશ્કેલી પડતી હતી. આગલા વખતમાં આ માર્ગમાં બેઉ તરફ રહેનારી ફોસિયસને થેસેલિયન અજાતિમાં સર્વદા લડાઈ ઝગડો થવાથી માર્ગના પશ્ચિમ તરફના ભાગમાં એક ભીંત ચણી દીધેલી હતી, પરંતુ થોડી મુદતમાં ફોસિયસોએ બીજો એ છુપો પર્વતનો રસ્તો શોધી

કાઢયાથી ઉપલી ભીતની ઉપર વધારે ધ્યાન નહિ આપવાને લીધે ભીત ઠેક ઠેકાણે ભાગી ગઇ હતી.

આ માર્ગ બચાવવાને નક્કી કર્યા પછી ઇરાનના લશ્કરથી ભરેલા વહાણો ઉપસાગરને વટાવીને રસ્તાને પેલેપાર લશ્કર નહિ લઇ જવા પામે તેને માટે ઉપસાગરને કિનારે બધા રાખ્યા અને રસ્તાને મુખડે સ્પાર્ટનો રાજા લિયોનિડસના આધીનમાં ગ્રીસના તમામ રાજાઓનું એકઠું કરેલું ૪૦૦૦ માણસોનું લશ્કર રાખ્યું. લિયોનિડસ જાણતો હતો કે આ લડાઇમાં જરૂર મરવું પડશે એ માટે જેઓનાં છોકરાં હોય એટલે જેનો વંશ એકીવાર ધ્વંસ નહિ થાય એવા હિમ્મતવાન તથા બહાદુર ૩૦૦ સ્પાર્ટોને પોતે વીણી કાઢયા. તેઓ પોતાના દેશમાંથી બહાર નીકળવાની આગમજ પોત પોતાની મરણ ક્રિયા પૂરી કરાવીને નીકળ્યો (તેઓનો વિશ્વાસ હતો કે મરણની ક્રિયા નહિ કરવાથી ભૂતની યોનિમાં આવે છે.) લિયોનિડસની સ્ત્રીએ અને બીજા બહાદુર પુરુષોની મા, બહેન અને સ્ત્રીએ લઢાઇમાં જય મેળવજો નહિ તો મરજો આવી રીતનો આશીર્વાદ દેઇને પુત્રને, ભાઇને અને સ્વામીને જવાની રજા આપી. વીર માતાનો, વીર બહેનોનો અને વીર સ્ત્રીઓનો આ-

વોજ યોગ્ય આશીર્વાદ હોય છે. પછી લિયોનિડસ થર્મોપલિમાં ગયો. ત્યાં પહોંચતાંજ ફોસિયસોએ શોધેલા પહાડી રસ્તો લિયોનિડસને દેખાડયો, અને તેઓએ તે રસ્તો બચાવવાની વિનંતિ કરી, લિયોનિડસ તેમાં રાજી થયો અને ભીતને પાછી સમારીને શત્રુની આવવાની વાટ જોવા લાગ્યો.

ઇરાનનું લશ્કર આવીને ગ્રીસમાં તીડોના જેવું પસરી ગયું. આ જોઇને ઘણાક ગ્રીકોના મનમાંથી હિમ્મત જતી રહી, પણ લિયોનિડસ અટલ હિમ્મતથી લઢાઇ કરવાને તૈયાર થયો. પહેલાં ઇરાનના રાજાનો એક છુપો જાસુસ આવીને જોઈ ગયો કે, ગ્રીકમાંથી કેટલાક હથિયારની રમતમાં લાગેલા છે, અને કેટલાકો પોતાના લાંબાવાળો ઓળવામાં મગ્ન છે. જાસુસે જઇને જોયલું બાદશાહને કહ્યું, ડિમારટસ નામનો એક વિશ્વાસઘાતક દેશનીકાલ થયલા ગ્રીક રાજકુમારે ઇરાનના બાદશાહનો આશ્રય લીધો હતો, તેને ઇરાનના બાદશાહે લઢાઇની વખતે ગ્રીકોનું આવું વિલાસપણાનું કારણ પૂછ્યું, તેના ઉત્તરમાં રાજકુમારે કહ્યું કે, "તે વિલાસપણાના ચિહ્નો નથી, તેઓ પ્રાણપણથી લઢાઈ કરશે એ તેના ચિહ્ન છે; ગ્રીકોમાં આવો ચાલ છે કે કોઇ જાતની મોટી

આફત પડવાની પહેલાં તેઓ પોતાના વાળો ઓળે છે." એ સાંભળીને રાજાએ તેની વાત ઉપર ભરોસો રાખ્યો નહિ, અને વિચાર કરવા લાગ્યો કે શું આટલા મુઠીપર સિપાઇઓ મારી સામે લઢાઇ કરશે? તેને વિચાર કર્યો કે જરૂર તેઓ ડરીને લઢાઇ કર્યા શિવાય તાબેદારી કબૂલ કરશે અને ઉપર લખેલા ભરોસા ઉપર આધાર રાખીને તેણે બે દિવસ સુધી ગ્રીક સેનાના ઉપર ચઢાઇ કરી નહિ, પણ તેનાથી પણ ગ્રીકો તાબે થયા નહિ, તે જોઇને ત્રીજે દહાડે ઇરાનનો બાદશાહ લઢાઈ કરવાને બહાર નીકળ્યો.

ગ્રીકોને હાથ ઘણાક શત્રુ માર્યા ગયા, પણ ઇરાનના બાદશાહનું લશ્કર પર્વત પેઠે ગ્રીકોને હરાવી શક્યું નહિ આ દેખાવથી ઇરાનનો બાદશાહ ક્રોધથી ત્રણ વાર પોતાના ઘોડા ઉપરથી ઉછળી પડયો. રાજાએ પોતાના લશ્કરને પ્રાણ પણથી લઢાઇ કરવાનો હુકમ આપ્યો, પણ ગ્રીકો પોતાના દેશને માટે, સ્ત્રી પુત્રને માટે, સ્વતંત્રતાને માટે સિંહ પરાક્રમથી લઢતા હતા, ઇરાનના પગારના લોભી સિપાઇઓ તેઓની સાથે લઢવામાં કેમ શક્તિ ધરાવે? પહેલાં બે દિવસની લઢાઇમાં ગ્રીકોનો જય થયો. બીજે દિવસે સાંઝે એફિએન્ટસ નામના એક સ્વદેશ દ્રોહિએ ઘણા પૈસાની

લાલચથી ઇરાનના બાદશાહને બીજો એક પહાડી રસ્તો દેખાડયો. બીજે દિવસે સવારના ઝાંખા અજવાળામાં પહાડી રસ્તાના ફોસિયન સાચવનારાએ જોયું કે પહાડની ઉપર કંઇ સફેદ રંગનો પદાર્થ ચળકે છે; તેઓએ પહેલાં ધાર્યું કે પહાડ ઉપરનો ગરમ પાણીનો ઝરો જતો હશે પણ થોડી વારમાં હજારો ઇરાનના લસ્કરના સિપાઇઓને જોયા, થોડીવારે તેઓ સમજ્યા કે તડકાથી ભાલા ઝળકે છે; ઘણું લસ્કર જોઇને તેઓએ માર્ગ રક્ષા કરવાની આશા છોડી દેઇને મરવાના ભયથી નાશવા માંડયું, તેથી ઇરાની લસ્કર વગર હરકતે આગળ વધવા માંડયું. એટલામાં લયોનિડસે સાંભળ્યું કે, શત્રુ બીજે રસ્તે જાય છે અને ત્યાંથી આપણાં માણસો નાશી ગયા છે. હવે આપણો કોઇ રીતે બચાવ થવાનો નથી. પણ પોતાની પાસે જેટલા બહાદુરો હતા, તેઓને તેણે કહ્યું કે, આ રસ્તે આવતા શત્રુને ઘણીવાર લાગશે તેથી જેઓને નિર્થક મરવું નહિ હોય તેઓએ નાશી જવું, પણ હું તો છેલ્લી ઘડી સુધી લઢીશ. પુરોહિત મેજેસટિયસે અમંગળના ચિહ્નો જોઇને કહ્યું કે આ લઢાઇમાં પરાજય પામીશું. લિયોનિડસ અને તેના બહાદુર ૩૦૦ સ્પાર્ટો, ૭૦૦ જોસેપિયન, ૪૦૦ થેવાનો અને

૮૦ માઇસિયસનો શિવાય બીજા સર્વ નાશી ગયા ઈરાનના બાદશાહનું તે વેળાએ બે લાખ આદમીનું લશ્કર હતું. સ્પાર્ટા લશ્કરમાં લિયોનિડસના બે સગા રાજકુમારો હતા, તેઓને લઢાઇના મેદાનમાંથી પ્રાણ બચાવવાને માટે લિયોનિડસે બે પત્રો સ્પાર્ટામાં લઇ જવાને આપ્યા, પરતુ તેમાંથી એક કહ્યું કે "હું લઢાઈ કરવાને આવ્યો છું, પત્ર લઈ જવાને આવ્યો નથી. બીજા એકે કહ્યું કે હમણા સ્પાર્ટામાં પત્ર લઈ જવાની જરૂર નથી, આપણા કામથી સ્પાર્ટાના લોકો જાણી શકશે. બે રાજકુમારોમાંથી કોઇ પણ જવાને રાજી થયા નહિ. થોડીવારમાં શત્રુસેના આવી પહોંચી. બન્ને વચ્ચે મોટું યુદ્ધ થવા માંડ્યું. થર્મોપલિના સાંકડા પહાડી રસ્તા ઉપર મોટી લઢાઇ થવા લાગી. ઈરાનના બે લાખ માણસો અને લિયોનિડસના કેટલા સો માણસોની જોડે કેટલીકવાર લઢાઇ થઇ શકે? પણ લિયોનિડસના વીરપણાની આગળ તેઓને નમવું પડયું. લિયોનિડસે ઘણાક સામેના માણસોને માર્યા પરંતુ અન્તે લિયોનિડસ જખમી થયો, તેનું નગર લેવા માટે પ્રબળ લઢાઇ થવા લાગી. છેલ્લે થેસેપિયનો સઘળા માર્યા ગયા. થેબાનો ડરીને ઇરાનના બાદશાહનો આશ્રય માંગ્યો,

તેઓએ આશ્રય આપ્યો ખરો, પણ તેઓના હુકમથી તેઓના શરીર ઉપર વિશ્વાસઘાતના નામના ડાંખો દીધાં.

હવે ફક્ત સ્પાર્ટાના માણસો રણક્ષેત્રમાં બાકી રહ્યા હતા, તેઓને સાંઝ સુધી ગ્રીકના રણક્ષેત્રમાં ફક્ત હાથ વગરના મૃત શરીર અને આજુબાજુએ તીર ભાલા વગેરે હથિયારના શિવાય બીજા જીવતાના ચિન્હો નહોતા. ૩૦૦ સ્પાર્ટના રહેવાસીઓએ ઇરાનના લસ્કરના સિપાઇઓને મારીને એકના પછી એક જખમી થઇને લઢાઇમાં મરી ગયા.

ઇરાનનો બાદશાહ જય મેળવીને પહેલાં પોતાના લસ્કરના માણસોના મુડદાઓને ખાડામાં દટાવ્યા. તેનું કારણ એ હતું કે કોઇ નહિ જાણે કે ઇરાનના બાદશાહનું ઘણું લસ્કર ૩૦૦ બહાદુરથી મરી ગયું. ત્યારે પછી પોતાના વજીર ઉમરાઓને બોલાવીને જયના રણશીંગડા સ્વરૂપ લિયોનિડસનું માથું સઘળાની સામે ઝાડની ઉપર લટકાવ્યું.

ગ્રીકોએ પોતાના પરાજયના ચિહ્ન સ્વરૂપ તે લઢાઇ થયા પછી લિયોનિડસના સ્મરણને માટે તેની યશની વાર્તાથી ભરેલી એક સિંહની મૂર્તિ અને બીજા ચાર હજાર વીર પુરૂષોની યાદગારી બે દિવસની લઢાઇને માટે કોતરાવીને અને એક મીનારો લઢાઇના

મેદાનમાં ઉભો કર્યો. સ્પાર્ટામાં પણ ૩૦૦ સ્પાર્ટાના રહેવાસીઓના નામ કોતરાવીને એક મીનારો સ્થાપ્યો અને તે મીનારો ગ્રીક કવિ સાઇમોનિડસની રચેલી કવિતાથી સણગાર્યો.

આજે ઘણા વર્ષો થયા તે સિંહ મૂર્તિ, તે મીનારાઓ, તે કોતરેલા અક્ષરો નાશ પામ્યા છે, હમણાં નવી જમીન એટા પર્વત અને ઉપસાગરમાંથી નીકળીને પોતાનું આધિપત્ય સ્થાપીને પહોલાઇમાં દેશ વધ્યો છે, હમાણાં તે થર્મોપલિ પણ નથી, પરંતુ લિયોનિડસનું અને તેની વીર સેનાનું નામ રહેલું છે, તેઓની સ્વદેશ પ્રેમ, તેઓની ગૌરવમય પરાજયની વાર્તા આજ પણ જગતમાં ઘોષીત થાય છે, તે નાશ પામનાર નથી. તેઓની દેશ ભક્તિ સર્વદા કાયમ રહેશે.

---

# સર રીચર્ડ ગ્રેન્વીલ.

ઇંગ્લંડની રાણી એલીઝાબેથના વારામાં પ્રોટેસ્ટન્ટ અને કેથોલીક ધર્મ વચ્ચે યુરોપમાં મોટો ઝઘડો ચાલતો હતો. ધર્મના જે તત્વોને માટે બેઉ પક્ષના માણસો લડતા હતા, તે તત્વનો ખરો અર્થ શો છે

તેનો કાંઇપણ આભાસ તેઓને હોય એમ તેઓનાં આચરણ ઉપરથી જણાતુ નહોતું. તોપણ એટલું તો કહેવું પડેછે કે જે રીતે ક્યાથોલિક ધર્મનાં રાજ્યોએ પ્રોટેસ્ટન્ટ મત માનનારા ઉપર નાસ્તિકતાનો આરોપ મૂકી જૂલમ તથા ઘાતકીપણું ગુજાર્યું હતું તેના પ્રમાણમાં પ્રોટેસ્ટન્ટ લોકોએ કંઇક નરમાશથી તેઓનાં એ ક્રૂર કર્મોનો બદલો આપવાને અને ઘાતકીપણું અટકાવવાને પ્રયત્ન તન મન ને ધનથી કર્યો હતો. પ્રોટેસ્ટન્ટો નિર્દય રીતે વર્ત્યાજ નથી એમ અમારૂં કહેવું નથી, પણ તેઓનાં નિર્દયપણાને સારૂં સામાન્ય રીતે જોતાં બચાવમાં બે બોલ કહેવાના જડી શકે એમ છે. ચૂસ્ત ક્યાથોલિક સ્પેન અને પ્રોટેસ્ટન્ટ ઈંગ્લંડ વચ્ચે રાજ પ્રકરણી વાંધા કાંઇ બધા કાળ નહોતા. સલાહના વખતમાં પણ સ્પેનના લોકો અમેરિકામાં જઈ જ્યાં જ્યાં પ્રોટેસ્ટન્ટોના સંસ્થાનો હતા—પછી ત્યાંના લોક ગમે તે દેશના વતની હોય—ત્યાં ત્યાં જઇ નાશ તે કેર વર્તાવતા, આવો એક દાખલો ફ્રાઉડ આપેછે કે,—ફ્લોરીડામાં ફ્રેન્ચ પ્રોટેસ્ટન્ટનું આશરે ચારસે માણસનું સંસ્થાન હતુ. તેઓ ત્યાંના દેશીઓ સાથે બહુ જ સલુકાઇથી વર્તતા હતા તેથી સલાહશાન્તિ સુખમાં દિવસ ગાળતા હતા.

એવામાં સ્પેનના વહાણનો એક જબ્બર કાફલો તેઓ ઉપર તૂટી પડ્યો. સંસ્થાનિકો કોઈ રીતે સામા ન થતાં તાબે થયા, સ્પેનીઅર્ડોએ તેઓને પકડી તેમની જીવતા ચામડી ઉતારી નાંખી, તેઓનાં શબને ઝાડ ઉપર લટકાવ્યાં; તે સાથે એવો એક લેખ લખીને લટકાવ્યો કે આ લોકોને ફ્રેન્ચ પ્રજા સાથના અણબનાવ સરખા કારણથી નહિ પણ નાસ્તિક હતા માટે આ દશાને પહોંચાડ્યા છે. ફ્રાન્સ સાથે લડાઇ નથી; ફ્રાન્સ તો મિત્ર છે, પણ નાસ્તિકોને શાસન થવું ઘટે તે કરીએ છીએ. એવું સ્પેનના લોકો કહેતા હતા, માટે ફ્રાન્સની સરકારે આ નિર્દોષ ચારસેં માણસના મોતની લેશ પણ દરકાર ન કરતાં ઉલટું એક સંસ્થાન સ્પેનને સ્વાધિન કર્યું, બે વર્ષ પછી જુઓ તો તે જે જગાએ તેજ પાંચસે ઘાતકી સ્પેનીઅર્ડો વસેલા હતા. એ લોકો કિલ્લા બાંધી તેમાં રહેલા હતા, કારણ કે દેશીઓની સાથે તેઓ હળીમળી વર્તી શક્યા નહોતા. ફ્રાન્સના રાજ્યની વતણુક એક ડોમીનીક ડિગોર્જીસ ( Dominique de gourges ) નામના ચાંચીયાથી સહેવાઇ નહિ. તેણે છાનામાના એક વહાણ તૈયાર કર્યું ને છુપી રીતે અમેરિકામાં આવ્યો. ત્યાં પોતાના દેશીઓ (ફ્રેન્ચો).

સાથે મળ્યો ને હલ્લો કરી બંને કિલ્લા સર કીધા. પણ બધા સ્પેનીઅર્ડોને કતલ કરી તેમનાં મુડદાંને જે ઝાડે ફ્રેન્ચ પ્રોટેસ્ટન્ટનાં મુડદાં લટકાવ્યાં હતાં ત્યાંજ લટકાવ્યાં. તે સાથે પેલા લેખને ઉલટાવીને લખ્યો કે સ્પેન સાથે વેરથી નહિ પણ ખુનીઓ હતા માટે આમને આ દશાએ પહોંચાડ્યા છે. અલબત આથી કરીને તેને પોતાના સ્વદેશ ( ફ્રાન્સ ) માંથી નાસી જઇ ઈંગ્લંડમાં આશરો લેવો પડ્યો હતો.

ઈંગ્લંડમાંથી પણ ઘણા સાહિસક પુરુષો નવા ધર્મ માર્ગ માટે પોતાને અર્થે ને જીવને જોખમે બહાર નીકળી પડ્યા હતા. આ બધા વિકારહીન સંયમી સાધુ પુરુષો હતા એમ તો કહી શકાય નહિ તે છતાં સ્પેનના જુલમ સામે તેઓની ટક્કર, સ્વદેશાભિમાન, ને પોતાની રાણી પ્રત્યે અણુહદ પ્રેમયુક્ત વફાદારીને સારૂં તેમને જેટલું માન ન આપીએ એટલું ઓછું.

પોતાના દેશને માટે–જે કીર્તિ વધારવા સારૂં–પોતાનું સર્વસ્વ અર્પણ કરનાર એવા યશસ્વી પુરુષો કાળના બળે કરીને વિસારે પડી ગયા છે. આગળ થર્મોપલિની લડાઇનું વૃત્તાન્ત સ્પાર્ટન લોકોના ધૈર્ય ને હિમ્મત ઉપર ફીદા થઇને વાંચ્યું હશે. એવાજ શૌર્ય, ટેક ને દેશની આબરૂ માટે અગણિત મુશ્કેલીઓ છતાં

ટક્કર ઝીલ્યાનો એક દાખલો નીચે લખવામાં આવેછે.

સને ૧૫૯૧ ના આગસ્ટ મહિનામાં નૌકા સેનાધિપતિ લાર્ડ થામલ હાવર્ડ ૭ લડાઈનાં વહાણ, ૭ ખોરાકનાં વહાણ ને બે ત્રણ નાની બોટો (પીનેસ) સહિત ફ્લોરેઝના ટાપુ પાસે લંગર નાંખીરહ્યો હતો, વહાણ સ્થિર રાખવાને બારદાન કમતી હતુ, પાણીની તંગી પડી ગયલી તે વળી અર્ધોઅર્ધ માણસ માંદગીને હેરાન થઇ ગયલાં હોવાથી જે અર્થ સાધવા તેને મોકલ્યો હતો તેને સિદ્ધ કરી શક્યો નહિ. વહાણમાં કાંઈ ઠેકાણું રહ્યું નહોતુ. અવ્યવસ્થા ઘણી થઇ ગઈ હતી. વળી કેટલાક ખારવાઓ કિનારા ઉપર ગયલા હતા. એવામાં સ્પેનીઅર્ડોનો ત્રેપન લડાઇના વહાણનો કાફલો ત્યાં આવી પહોંચ્યો. સેનાપતિ હાવર્ડે નિશાનથી સૂચના કરી કે લંગર ઉપાડી લેઇને અથવા કાપી નાંખીને જેમ નસાય તેમ નાસવું. અગીઆર વહાણે આ સૂચનાને અનુસરી સરદારનો હુકમ માથે ચઢાવ્યો, પણ રીવેંજ (વેર) નામનું વહાણ તાબડતોબ તેમ કરી શક્યું નહિ. તે વહાણના એકસો ને નેવું ખારવામાંથી નેવું માંદા હોવાથી કિનારા પર હતા, તે વહાણ પણ એવે ઠેકાણે લાંગર્યું હતુ કે, તેઓને અન્દર લેતાં ઢીલ અને મુશ્કેલી પડી. આ વ...

હાણુનો સરદાર સર રીચર્ડ ગ્રેન્વીલ કરીને હતો. સ્પેનના દરિયામાં એની ખ્યાતી ઘણી હતી ને સ્પેનના ખારવા એના નામથી ત્રાસતા હતા, એના જંગલી જોસ્સા વિષે ઘણી કલ્પિત દંતકથાઓ ચાલતી. રીચર્ડ કોરડીલાયનની પેઠેજ એના નામની એઝોર્સના ટાપુમાં છોકરાં રડતાં રહી જતાં. એના વારસાની જાગીરની આવક સારી હતી. પણ એનો સ્વભાવ ઘણો જોસ્સાદાર હોવાથી ને તેને લડાઈમાં ઘણોજ શોખ હોવાથી પોતાને જોખમે એલીઝાબેથની ચાકરી કરવા કબૂલ થયો હતો તથા ઈંગ્લંડ અને તેના ધર્મના દુશ્મનો સાથે બાથમબાથા કરતો. સ્પેનીઅર્ડ લોકોમાં એના વિષે એવી વાતો ચાલતી હતી કે એતો ત્રણ પ્યાલા દારૂના પી જઇ પછી કાચના પ્યાલાને દાંતમાં પકડી ટુકડા ટુકડા કરી નાંખી ગળી જાય છે, એવો રાક્ષસી પુરુષ છે. અંગ્રેજોમાં એને માટે એવી પ્રખ્યાતિ હતી કે ભલો, ધાર્મિક ને બહાદુર ગૃહસ્થ છે, કે જેણે કોઇ દિવસ દુસ્મનને પીઠ બતાવેલીજ નહિ, એ વખત નાંમાંકિત પુરુષોથી ભરપૂર છતાં પણ એની બહાદુરી ઘણી વખણાતી હતી.

જ્યારે સ્પેનનો જબ્બર કાફલો આવવાથી નાસવાની સૂચના મળી, ત્યારે પણ એ તો નાસવા સારૂં આતુર-

તાથી ઊતાવળ કરવાને બદલે કિનારા પરથી એક એક માંદુ માણસ વહાણમાં આવી પહોંચ્યું ત્યાં લગણ નિરાંતે થોભ્યો. બારદાન વગેરેનો બન્દોબસ્ત કરી બિન ગભરાટે લંગર વહાણમાં ખેંચી લેવા તેણે હુકમ આપ્યો. એના વહાણમાં લઢવા સારૂં અથવા તો વહાણ હંકારવા સારૂં બધાં મલી સો માણસો કામમાં આવે એવાં હતાં, એમ છતાં એનો શો વિચાર હતો તે કોઇના જાણ્યામાં આવ્યો નહિ, પવન વાતો હતો તે તરફ સ્પેનીઅર્ડનાં વહાણ આવી પહોંચ્યા. બીજાઓની સલાહ એમ હતી કે વહાણનો મુખ્ય સઢ કાપી નાંખવો ને ફરી જવું એટલે વહાણ હંકારવામાં સારૂં હોવાથી સહેજ બચી જવાશે. પણ દૃઢતાથી સર રીચર્ડ ગ્રેન્વીલે કહ્યું કે, હું, દુશ્મનને કદી પીઠ દેખાડવાનો નહિ. હું મારી પોતાની આબરૂપર, ને મહારાણી એલીઝાબેથના વહાણની આબરૂ પર શું પાણી ફેરવીશ? હું તો દુશ્મનનાં મોં કાળાં કરી એમના કાફલાની વચ્ચે માથું મારીને ચાલ્યો જઇશ. એમ કહીને કેટલાં એક વહાણમાંથી પસાર થઇ ગયો. તે વખતનો લખનાર કહે છે કે, એણે બીજાઓની સલાહ પ્રમાણે નાસી જવાનો માર્ગ પકડ્યો હોત, તો એનાથી બીજે જવાત, પણ એણે

તો મરદને છાજતો રસ્તો લીધો

પાંચસેં ટનની એક સ્પેનનું 'સેનફીલીપ' નામનું વહાણ પવનથી બાજુએ આવ્યું, તેથી રીવેંજના સઢને પવન લાગી શક્યો નહિ, ને એની સાથે ગુંચાયું; એટલામાં તો બે બીજા વહાણ જમણી બાજુએ ને બે ડાબી બાજુએ એના ઉપર ચઢી આવ્યાં ને એમાં કુદી પડી કબજો લેવા ધાર્યું. લઢાઈ સાંઝના ત્રણ વાગે શરૂ થઇને બહુ ભયંકર રીતે જોરસાથી આખી રાત ચાલી. તોપો અને બંદુકોનો માર એટલો ચાલ્યો કે ગંધકના ધૂમાડામાં વહાણ ગરક થઈ ગયા ને માર માર શિવાય બીજી બુમ સંભળાય નહિ. ક્યાં સો ખારવા ને જુજ લઢવૈયા એમની ટોળીને ક્યાં દસ હજાર ઉપરાંત સિપાઇઓને ત્રેપન વહાણનો જંગી કાફલો! લઢાઇ શરૂ થઇ તેવાગાં જૉર્જ નોબલ (George Noble) નામનું વાહણ ગોળા લાગ્યાથી રીવેંજના પડખામાં આવ્યું હતું, તેના સરદારે સર રીચર્ડને અરજ કરી કે શું કરવું તેનો મને હુકમ આપો. હું અન્ત લગી તમારા હાથ નીચે રહી લઢવા તૈયાર છું. પણ સર રીચર્ડે તેને કહ્યું કે જેમ બચાવ તેમ બચ. અમારૂં જે થવાનું હોય તે થાય; કાં કે જૉર્જ નોબલ તો ખોરાકનું વહાણ હતું. ને

લડવા સારૂં એમાં કાંઇ પુરતા સાધન હતાં નહિ. ઘણાં ઘણાં પ્રયત્નો સ્પેનીઅર્ડોએ કર્યા અને વિચારવા લાગ્યા કે આટલા બધા સિપાઇઓને બંદુકદાર માણસો છતાં એ વહાણ (રીવેંજ) શું ન લેવાય? પણ વારંવાર તેમને માર ખાઇ પાછા હઠવું પડયું, તેમનાં કેટલાં માણસો ડુબી ગયાં ને ઘણાંક જખમી થઇ મરણ પામતાં આખો રાત જોસથી લડાઇ ચાલી. એક પછી બીજું, બીજા પછી ત્રીજું એમ સ્પેનનાં વહાણોએ ચઢો આવી એનાપર હુમલો કર્યો પણ ખડક ઉપર મોજાં અથડાઈ ભાંગીને પાછાં પડે છે, તેમ અર્થ સાર્યા શિવાય તેમને પાછા હઠવું પડયું. પંદર વખત થોડાં થોડાં વહાણો એકઠાં થઈ એનાપર ધસી આવ્યા અને વીલે મોઢે પાછાં ફર્યાં. જે ક્ષણે જુઓ તે ક્ષણે ઓછાંમાં ઓછાં મોટા જહાજ રીવેંજ ઉપર તૂટી પડેલાંજ હોય. પરંતુ કેટલાંએક તેની બાજુપર ડુબ્યાં ને બાકીનાં તે પણ એવો તો સારો આવકાર મળ્યો કે સવાર થતાં હુમલો કરી કબજો લેવાના કરતાં કાંઇક રીતે કરાર કરવાને સ્પેનીઅર્ડો વધારે આતુર હતા. જેમ જેમ દહાડો ઉઘવા લાગ્યો તેમ તેમ રીવેંજના માણસો ઘટતાં ગયાં. અજવાળું થયે તેમાંનાં માણસોએ

જોયું તો આસપાસ દુશ્મનો શિવાય બીજું કોઈ નજરે પડયું નહિ. માત્ર એક પીલગ્રીમ નામનું નાનું વહાણ શું પરિણામ થાય છે તે જોયાની આકાંક્ષાથી આસપાસ એટલામાં ટમટમી રહ્યું હતું. રીવેંજનો પક્ષ તેણે લીધો હતો તેથી સવારમાં સસલાની પાછળ અગણિત ઘાતકી શિકારી કુતરાઓ પડે, તેમ સ્પેનીઅર્ડો તેની પાછળ લાગ્યા, પણ તે એમના હાથમાંથી છટકી ગયું, આમ આસપાસ સર્વત્ર દુશ્મનો જોઇ રીવેંજનાં બધાં માણસો ઘણાં નાઉમેદ થઇ ગયાં.

થોડીવારમાં રીવેંજમાંનો દારૂગોળો થઇ રહ્યો તેમાંનાં સો માણસમાંથી ચાલીસ તો મરણ પામ્યાં તે બાકીના પણ ઘણાં ખરાં ઘાયલ થઈ ગયાં હતાં. સર રીચર્ડને લઢાઇ શરૂ થતાંજ બહુ સખ્ત જખમ લાગ્યો હતો, તે છતાં મધ્ય રાત્રિ પછી એક વાગે તે તુતક ઉપરથી ખસ્યો, કારણ કે એનાં ઘાને પાટા બાંધતા હતા તેવામાં એના શરીરમાંથી આરપાર ગોળી ચાલી ગઈ ને વળી બીજી ગોળી માથામાં વાગી. ડાકટર એની માવજત કરતાં કરતાં ગોળીથી ઉડી ગયો. વહાણના પણ બધા શઢના સ્થંભ ભાંગીને બાજુપર પડી ગયા હતા. ઉપર પડતો ઉચેનો બધો

ભાગ ગોળાથી કચરાઈ ગયો હતો તેથી તે પણ ચાલી શકે એમ ન હોવાથી ધારે ધીરે સ્થિર થતું હતું. કોઇ મરતો સિંહ મરણ વેદના ભોગવતો હોય તે વખતે જેમ કુતરાઓ રખેને પાસે જવાઇ જશે તો પંજામાં સપડાઇ જઇશું એવી ધાસ્તીથી દૂર વિંટલાઇને ઉભા રહે, તેમ સાવચેતીથી સ્પેનનો દરિયાઈ કાફલો રીવેંજની આસપાસ ચો ગરદમ વિંટલાઇ વળ્યો હતો. સર રીચર્ડે જોયું કે હવે કોઇ તરેહની આશા રાખવા જેવું રહ્યું નથી, તેણે પંદર કલાક સુધી જંગ મચાવી ઘણીજ આબરૂદાર તથા માન યોગ્ય રીતે ટક્કર ઝીલી. ગણત્રીથી માલમ પડયું આસરે આઠસેં મોટા ગોળાના ઘા તેના વહાપર થયા હતા. આ ઉપરથી એણે મુખ્ય ગોલંદાજ જે ઘણો દૃઢ મનનો હતો તેને બોલાવીને કહ્યું કે, તુ આપણા વહાણને દારૂથી ફોડી નાંખી ડૂબાવી દે કે જેથી દુશ્મનને મગરૂર થવાનું કે તેમની જીતનું કાંઇ ચિહ્ન રહે નહિ. એમણે પંદર કલાક સુધી લડાઇ ચલાવી અને દસ હજાર કરતાં વધારે માણસ અને ત્રેપન મોટાં વહાણ છતાં કાંઇ પણ પરાક્રમ કર્યું નહિ તેથી જીતનું કાંઇ પણ ચિહ્ન દેખાડવાનું એમને મળે એ યોગ્ય નથી. વળી તે વહાણનાં બધ

માણસોને સમજાવવા લાગ્યો કે, બાયલા સ્પેનીઅ-
ર્ડોને શરણ થવું તે કરતાં તો મરણ પામીને ઈશ્વર
દયાળું છે તેને જ શરણ જવું એ વધારે ઉત્તમ છે.
કારણ કે તમે બહાદુર યોદ્ધાઓએ આટલા હજારો
દુશ્મનોની ટક્કર ઝીલી તેમને પાછા મારી કાઢ્યા ને
હવે થોડા કલાક અથવા થોડાક દિવસ વધારે જીવ-
વા સારૂ શરણ થઈ તમારા દેશના તથા પ્રજાના
નામને લાન્છન લગાડો એ તેમને છાજે નહિ.

ગોલંદાજ ને બીજા કેટલાકે તેનું કહ્યું માનવા ક-
બૂલ કર્યું, પણ સઘળાં માણસોએ મરદ આદમી જે
જે બહાદુરી દેખાડી શકે તે દેખાડવામાં મણા રા-
ખી નહોતી તેમ આ નાટક મોતની સલાહ તેમને
રુચી નહિ. સ્પેનના બે વહાણ ડૂબી ગયાં હતાં, ને
તેમાંનાં પંદરસે માણસોનો ઘાણ વળી ગયો હતો.
વળી આટલા મોટા કાફલામાંથી એક પણ વહાણ
તેના સેનાધિપતિનો હુકમ માથે ચઢાવી ફરીથી રી-
વેંજ સાથે લઢાઇમાં ઉતરી તેનો કબજો લેવાની આ-
બરૂ મેળવવા તૈયાર થતું નહોતું. કેમકે છેઓ સર
રીચર્ડનો સ્વભાવ જાણતા હતા કે તે પોતાને તેમજ
સ્પેનના જે માણસો એના વહાણમાં ઉતર્યા હોય
તે બધાને દારૂના ભડાકા સાથે વહાણ સહિત ઉડાવી

દેવાને ચુકે નહિ એવો વિકરાળ હતો તે અશક્ત થઈ જવાથી વહાણના અન્દરના ભાગમાં નીચે સૂતો હતો તે વખતે કમાને એમ ભાર્યું કે સ્પેનીઅર્ડોની પણ અમારા જેટલીજ સલાહ કરવાની મરજી છે; તેથી તેણે બાકીના માણસોને સમજાવી પોતાના મતમાં લીધા તે ગોલંદાજની સાથે મરવાને તૈયાર થયા હતા તે પણ પાછા હઠયા એટલે એ સર્વે મરવા પડેલા અમલદારની મરજી પૂછયા વિના આબરૂદાર સરતોથી તાબે થયા. લઢવામાં સ્પેનીયર્ડો અંગ્રેજોની બરાબરી કરી શકયા નહિ, પણ જીત્યા એટલે તેઓએ ઘણીજ સ્તુતિપાત્ર વર્તણુક ચલાવીને સરતો બરોબર પાળી એથી એમને ઘણું માન ઘટે છે. સ્પેનના સેનાધિપતિ આલ્ફન્ઝો ડીબેકને રીતેંજ સારી સ્થિતિમાં ન હોવાથી પોતાની બોટ મોકલી સર રીચર્ડને પોતાના વહાણમાં આણ્યો. રીચર્ડ જાણતો હતો કે થોડીવારમાં મારૂં મોત થવાનું છે. તેથી તેણે કહ્યું કે મારા મુડદાનું ગમે તે કરજો, મને એની કાંઇ દરકાર નથી. વહાણમાંથી બહાર આણતાં તે તે બેભાન થઇ ગયો. પણ પાછું ભાન આવતાં તેણે પોતાના સાથીઓને કહ્યું કે મારા આત્માની સદ્ગતિ થાય માટે ઇશ્વરની પ્રાર્થના કરો.

સ્પેનનો (એડમીરલ) સેનાધિપતિ એની સાથે બહુ ઉદારતાથી વર્ત્યો ને એની બહાદુરી અને લાયકીનાં બહુ વખાણ કર્યાં. તે કહેવા લાગ્યો કે અમે કોઈ દિવસ આવો બનાવ જોયો નહોતો; આ દહતા તો પહેલ વહેલી તમારામાંજ દેખી બધા અમલદારો એને જોવાને એકઠા થયા. વળી ફીરંગી ને સ્પેનીઅર્ડો વચ્ચે તકરાર ઊઠી ફીરંગી કહે અમે રીવેંજ હસ્તગત કર્યું માટે અમને માન ઘટે છે ને સ્પેનીઅર્ડો કહેતા, એ પરાક્રમ તો અમે કર્યું.

પોતાનું મોત પાસે આવ્યું ત્યારે રીચર્ડ ગ્રેન્વીલ બીલકુલ હિમ્મત હાર્યા વિના સ્પેનની ભાષામાં બોલ્યો, "હું રીચર્ડ ગ્રેન્વીલ આનંદથી ને શાંત મનથી મોતને શરણ થાઉં છું; કેમકે મેં મારી જીંદગી ખરા યોદ્ધાને છાજે એવી રીતે મારા દેશને માટે મારી રાણીની સેવાને માટે અને મારા ધર્મ તથા આબરૂને માટે અર્પણ કરી છે. આ કારણથી મારો આત્મા બહુજ ખુશાલીથી આ દેહ છોડીને જાય છે અને પાછળ એવી અમર કીર્ત્તિ મૂકી જાય છે કે મેં એક બહાદુર ને ખરા સિપાઈની માફક મારો ધર્મ બજાવ્યો છે." આટલું બોલતા બોલતાં તે રહી ગયો.

ઇતિહાસમાં આવી લઢાઇ કોઇકજ થઈ હશે વળી

ઈશ્વરી ચમત્કાર એવો થયો કે લઢાઇમાં વહાણુની સાથે બીજાં વેપારીનાં વહાણુ મળી એકસો ચાલીસ વહાણનો કાફલો થયો તેમાંના માત્ર બત્રીસજ સ્પેનના કિનારાના દર્શન કરી શક્યાં બીજાં બધાં કાંનાં ક્યાં ભાંગી ગયાં કે ડૂબી ગયાં, કેમકે લઢાઇનાં ઘણાં વહાણુ છેક જીર્ણ અને શઢ ચઢી શકે નહિ એવા થઈ ગયાંજ હતાં. રીવેંજ પણુ જાણે પોતાનો અધિપતિ સર રીચર્ડ મરી ગયો તેથી જીવવું સારૂં નહિ એમ ધારી અથવા તો તેણે છેલ્લી ઇચ્છા બતાવી હતી તે પ્રમાણે એના માણુસો ના વર્ત્યા તેજ ઇચ્છા પૂર્ણ કરવાના હેતુથી સેમ્સન પોતાના જુલમગારો સહિત ફટાઈ મુઓ હતો તેમ તે પણુ સેન્ટ મીશેલના ખડક આગળ તેનો કબજો લેનારા બસેં સ્પેનના ખારવા સહિત દરિયામાં ડૂબી ગયું.

સ્પેનનાં વહાણોનો આ રીતે નાશ થયાં તે જાણે પરમેશ્વરજ રીવેંજ કબજે કર્યાંનું વેર (રીવેંજ) ના લીધું હોય ! એમ ભાસ્યું બીચારા કયાથલીક કહેછે કે પરમેશ્વરજ નસ્તિકોને સહાય કરે છે એટલે શો ઉપાય!

આના ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે આવા નિસ્પૃહી પોતાના દેશની આબરૂને માટે જાન તરણા માફક ગણુનારા, સ્વદેશને ખરી નિષ્ઠાથી ચહાનારા,

તે સત્ય સારૂ તન મન અને ધન આનંદથી અર્પણ કરનારા વિશે જે ભૂમિમાં ઉત્પન્ન થાય છે તે ભૂમિ દુનિયામાં સર્વોત્કૃષ્ટ પદવી ભોગવે, સ્વતંત્રતાના સુખમાં મહાલે ને વળી બીજાને પણ તેવાં સુખ ચખાડવાને સામર્થ્યવાન થાય એમાં આશ્ચર્ય શું છે?

---

# માર્કસ આર્ટિલાસ રિગલસ.

ઇ.સ. ની પૂર્વે ૨૪૯માં સિસિલી બેટને તાબે કરવા માટે રોમ અને કાર્થેજમાં મોટા તોફાનનો આરંભ થયો. લાગટ ૮ વર્ષ સુધી લઢાઇ થયા પછી રોમનોએ કાથેરજમાં એક લસ્કરની તુકડી મોકલીને કાર્થેજના રહેવાસીઓના ઉપર જુમલા કરીને હરાવવાનું ધાર્યું. માર્કસ આર્ટિલાસ રિગલસ અને લુસિયસ માનિલસ નામના બે સેનાપતીના તાબામાં કેટલુંક લસ્કર વહાણમાં રવાના કર્યું. દરિયામાં કાર્થેજના લસ્કરની જોડે લઢાઇ થઇ, તે લડાઇમાં રોમનનો જય થયો તેથી બાકી રહેલો રસ્તો વગેરે હરકતે કાપવામાં આવ્યો. આફ્રિકામાં પહોંચ્યા પછી તેઓ કીલમયાયની છાવણીમાં ગયા અને ચાંરે તરફના શહેરોને લૂંટવાનો આરંભ કર્યો. થોડા દિવસ વિત્યા પછી રોમથી એવો હુકમ આવ્યો

કે જેમ બને તેમ લુસિયસે રોમમા પાછું જવું અને રિગલસે કાર્થેજમાં રહીને લઢાઈ તથા લૂટવાનું કામ કરવું, રિગલસ ઘણો ગરીબ માણસ હતો. તે પોતે ખેડુત હતો અને ખેતીવાડીથી પોતાની બાયડી છોકરાંનું પાલન કરતો હતો, લઢાઇમાં જવાની વખતે જેને જમીનને ખેડીને વાવવાને કહી ગયો હતો, તે ભાગ જોગે મરી જવાથી એક મજુરના ઉપર જમીન ખેડવાને તથા વાવવાનો ભાર તેની સ્ત્રીએ સોંપ્યો હતો, તેણે વિશ્વાસઘાત કરીને તેના હળ, બળદ લઇને નાશી ગયો, હવે તે જો પોતાના દેશમાં નહિ જાય, તો બાયડી છોકરાં ભૂખે મરી જાય, અને રોમથી હુકમ આવ્યો હતો કે તેણે કાર્થેજમાં રહેવું. હુકમ વાંચીને રિગલસ ઘણો વિચારમાં પડયો. પરન્તુ રોમની રાજસભાએ તેની હાલત સાભળીછે તેના કુટુમ્બનું ભરણ પોષણ કરવાનું માથે લીધું. રિગલસે અને તેની સેનાએ સુન્દર કાર્થેજ ની દુરદશા કરવા માંડી. અને કાર્થેજનું ઘણું લસ્કર હતું, ઘોડે સ્વારનું પણ લસ્કર હતુ, હાથી હતા તોપણ શહેરની રક્ષા નહિ કરી શકવાથી તેઓ પહાડ ઉપર નાસી ગયા.

આખરે ૩૦૦ ગામનો ધ્વંશ થયા પછી તેઓએ રિગલસને સલાહ કરવાને કહ્યું. રિગલસ ઘણા સખ્ત

માગણીથી સલાહ કરવાનું કહ્યું તેમાં દૂત રાજી ન થયાથી તેણે ગાળો દઇને હાંકી મૂક્યો અને હાંકવાની વખતે કહ્યું કે "અને તો તમે જય કરો નહિતો આમારૂં માગણું કબૂલ કરો. કાર્થેજો સલાહમાં નિરાશ થઇને દેવતા મોલાકની કૃપા મેળવવા માટે ઉચ્ચા કુળના બાળકોને અગ્નિકુંડમાં નાખીને બલિદાન આપવા લાગ્યા. અને વૃદ્ધ પુરુષો દેશનો બચાવ કરવા માટે પોતાની ઇચ્છાથી દેવતાના ઉદ્દેશથી તે કુંડમાં બળી મુવા. એટલામાં તેઓએ પહેલા ગ્રીસમાંથી પગારદાર લશ્કર લાવવા માટે જે માણુસો મોકલ્યા હતા, તેઓ લશ્કરના સિપાઇઓ લઇને આવી પહોંચ્યા. સર્વદા કોઈના દિવસ એક સરખા જતા નથી. પગારદાર માણસોમાં જોન્તિફસ નામનો એક માણુસ હાથની લડાઇ કરવામાં કુશળ સ્પાર્ટનો યોદ્ધા હતો. તે લડાઇનો ઉપરી થઇને સેંકડો હાથી લઇને રોમનોની જોડે લડવાને આગળ વધ્યો. રોમનો હાથીની લડાઇ કરવાની ચતુરાઈ જાણુતા નહોતા. તેઓમાંના ઘણાક હાથીના પગ નીચે કચરાઇને મરી ગયા અને ઘણા માણુસો કેદી થયા. અને અન્તે રિગલસ પણ બંદીવાન થયો. હવે કાર્થેજોએ જય મેળવ્યો અને બધા કેદીઓને સાથે લેઇને મોટી ધામધુમથી કાર્થે-

જમાં જઇને દેવતા મોલાકને કૃતજ્ઞતાની ભેટ સ્વરૂપ રિગલસના શિવાય બીજા મોટા મોટા બદીવાનોને તેના અગ્નિકુંડમાં હોમી દીધા. પછી રિગલસને મજબૂત લોઢાની સાંકળમાં બાંધ્યો. પછી તરફ લાગટ બે તરફીઓમાં લઢાઈ થવા લાગી. બે વર્ષ પછી કાર્થેજીયનોએ ઘણી હાર ખાધી તેથી જીતવાની આશા છોડી, ત્યારે તેઓએ સલાહ કરવા માટે રોમમાં એક દૂત મોકલવાની ઇચ્છા કરી. પછી રિગલસને સલાહ વિશે પૂછ્યું, ત્યારે રિગલસે કહ્યું કે, "રોમનો કૃતજ્ઞતાને લીધે નિશ્ચય તમારી સલાહ કબૂલ કરશે." આના ઉપર વિચાર કરીને તેઓએ રિગલસને જ પોતાના દૂત તરીકે સલાહ કરવાની સૂચના લેઇને રોમમાં મોકલ્યો. મોકલવાની પહેલાં તેની પાસેથી કબૂલ કરાવ્યું હતું જો સલાહની સૂચના કબૂલ ન થાય અથવા બંધીવાનોને બદલવામાં નહિ આવે, તો પાછું કાર્થેજમાં આવીને બંદીખાનામાં રહેવું. લથડેલા શરીરે, નિરાશ હૃદયથી વીર રિગલસ સલાહ કરવાની વિનંતિ લઇને રોમ શહેરના દરવાજા આગળ જઇ પહોંચ્યો, તે શહેરમાં પેઠો નહિ અને કહેવા લાગ્યો, "હું હવે રોમનો રહેવાસી નથી, હમણાં હું કાર્થેજીયનનો દાસ છું; બીજા માણસને સેનેટ રોમમાં જવા

દેશે નહિ." તે કોઈ રીતે શહેરમાં પેઠો નહિ. તેથી સેનેટના સભાસદો શહેરની બહાર તેની મોલાકાત લેવા માટે આવ્યા. અને તેની બાયડી છોકરાં પણ દોડતા આવ્યાં; તેઓને મોં ઉચ્ચુ કરીને બોલાવ્યાં નહિ. તે હાલ ધિક્કારને લાયક ગુલામ છે, તે કલંકિત નજરથી તેઓને શા માટે અપવિત્ર કરે?

સેનેટના સભાસદોએ શા માટે આવ્યો છે, તે પૂછ્યું, ત્યારે તેણે કાર્થેજીયનોની સલાહ કરવાની સૂચના જણાવી. સૂચના પૂરી થતાંજ બહારના માણસની જોડે રોમનો મસલત કરવામાં સંકોચાય એવો વિચાર કરીને ત્યાંથી જવા ઇચ્છતો હતો પણ તેમના મિત્રોએ ત્યાં રહેવાને તથા આ વિષયની સલાહ આપવાને ઘણી વિનંતિ કરી, પરન્તુ તે કોઇ રીતે તેમાં રાજી થયો નહિ. અન્તે સેનેટના સભાસદોએ કાર્થેજીયનોની અરજી મેળવીને તેની સલાહ પૂછી, ત્યારે રિગલસે કહ્યું, કાર્થેજ હમણાં જે રીતનું દુઃખ વેઠતું પડેછે તેના ઉપરથી રોમ હવે સહજમાં કાર્થેજને તાબે કરી શકશે. સલાહ કરવી એ કેવળ તેઓના ભલાને માટે થશે, રોમને તેથી કંઇ લાભ થશે નહિ તેથી સલાહ કરવી ઠીક જણાતી નથી. બંદીવાનોને બદલવાની પણ જરૂર નથી, કારણ કે કા-

ર્થજના માણુસો હમણાં રોમમાં બંદીવાન થયા છે તેઓ સઘળા તનદરોસ્ત છે, તેઓ છુટયા પછી પાછી લડાઈ કરીને રોમને કષ્ટમાં નાખશે. પણ રોમનો બે વર્ષના કેદખાનાના કલેશથી ઘણાજ દુબળા થઇ ગયા છે, હવે તેઓ લડી શકશે નહિ. હમણા વગર કામના શરીરના માણુસોને માટે તનદરોસ્ત માણુસોને છોડવાની કંઈ જરૂર નથી; જો આપણે સલાહ કરીશું તો વિપત્તિમાં પડીશું.”

સ્વદેશપ્રિય આત્મત્યાગી રોમનો પણ તેની આ વાત સાંભળીને દેશને માટે તેનું આટલું બધુ આત્મ સુખ ત્યાગ જોઇને આશ્ચર્ય પામ્યા, પછી સર્વે તેને અહિં રહી જવાની વિનંતિ કરી, ત્યારપછી સર્વથી મોટો પુરોહિત આવીને કહેવા લાગ્યો, “તમારી આગળથી બળપૂર્વક કાર્થજિયનોએ પાછું જવાનું કબૂલ કરાવ્યું છે, જો તમે નહિ જાઓ, તો તેમાં કંઇ પાપ થનાર નથી. રિગલસે કહ્યું, “હું સારી પેઠે જાણું છું કે મારૂં ખરાબ રીતે મૃત્યુ થશે, પણ વચન તોડવાના જેવું મોટું પાપ બીજું એકે નથી. હું હાલ કાર્થજીયનનો દાસ છું, પણ મારૂં મન હજી રોમનું છે. મેં ત્યાં જવાનું વચન આપ્યું છે, ત્યાં જવુંજ મારૂં કર્ત્તવ્ય છે. આખરે જે થાય તે દેવતાના હાથમાં છે.

દેશના ભલાને માટે રિગલસ બંદીવાનોને અદલ બદલ નહિ કરવા દેતા પાછો કાર્થેજમાં આવ્યો. તેણે વિચાર કર્યો હતો તેજ થયું. કાર્થેજમાં પહોંચ્યા પછી ૨ કાર્થેજીયનોએ તેને ઘણું દુઃખ દેઇને મારી નાખ્યો.

---

## ગસ્ટવસ વાસા.

ગસ્ટવસ વાસાનું જીવનચરિત્ર વાંચ્યાથી સ્પષ્ટ જ- ણાય છે કે મહેનતને અસાધ્ય કામ કંઇજ નથી, જો માણસ હમેશાં એક લક્ષ્યથી ધારેલા કામમાં મંડયો રહે, તો તેનું કામ ખચીત પરિપૂર્ણ થાયછે. ગસ્ટવસ વાસા ઈ.સ. ૧૪૯૦માં સ્વિડનની રાજધાની સ્ટાક- હોમમાં જન્મ્યો હતો. ઇ. સ. ૧૫૨૦માં ડીનમારોએ સ્વિડન જીતી લીધા પછી તેના પિતા ઇરિક અને બીજા ઘણાંક પ્રતિષ્ઠિત માણસોને દુઃખ દેઇને મારી નંખાવ્યાં હતાં. આ વેળાએ ગસ્ટવસ ડેનમાર્કના કે- દખાનમાં બંધીવાન થયો. ડેનીશ રાજાએ તેને મારી નાખવાનો હુકમ કર્યો હતો, પણ ઇરિકવાના નામના એક દયાળુ માણસે તેનો પ્રાણ બચાવવાની રાજાને અરજ કરી, તેથી તેને જીવતો રાખી જટલંડ પ્રાન્તના કાળો નામના કિલ્લામાં પૂરી રાખ્યો. ઇરિકવાનાએ

ગસ્ટવસને ઘણા યત્નથી રાખ્યો હતો, તથાપિ કેદ-ખાનાનો બોજો તેને ઘણો અસહ્ય થઇ પડયો હતો, અને તેના પિતાની હત્યા તથા તેના સ્વદેશીઓના ઉપર ગુજરતા જુલમ વિષે તેણે જ્યારે સાંભળ્યું, ત્યારે તે ઉન્મત્ત જેવો થઇ ગયો, અને સ્વતંત્રતા પાછી મેળવવા માટે અધીરો થઇ પડયો.

કિલ્લાનો ઉપરી તેના ઉપર મમતા રાખતો હતો અને તેને વખતો વખત શીકારને માટે જંગલમાં મોકલતો હતો કે જેથી તેને કેદખાનાનું દુઃખ માલમ ન પડે. એક દિવસે ગસ્ટવસ શીકારને બહાને કિલ્લામાંથી નીકળીને જંગલમાં ગયો. અને ત્યાં ઘોડાને છોડી મૂકયો, અને પછી થોડે છેટે એક ખેડુત ખેતરમાં કામ કરતો હતો તેની પાસે જઇને પોતાનો પોશાક તેની જોડે અદલબદલ કરીને ત્યાંથી પગે ચાલતો પહાડોમાં ઘણી વિપત્તિ વેઠતો વેઠતો પોતાના દેશ સ્વિડનમાં જઇ પહોંચ્યો.

પહેલાં તે એક જૂના કિલ્લામાં ગયો, તે કિલ્લો તેના કુટુમ્બીઓના તાબામાં હતો. ત્યાં આવીને તેણે પોતાના સગાંવહાલાંને ખબર આપી અને પોતાની મતલબ જણાવીને તેઓના હૃદયમાં સ્વદેશ પ્રેમની આગ સળગાવવાની કોશેશ કરવા લાગ્યો. પણ તે-

ઓના અન્તઃકરણમાં સ્વદેશાનુરાગનો ભાવ ઉત્પન્ન થયો નહિ. કારણ કે તેઓ સ્વદેશના ઉદ્ધાર કરવામાં નિરાશ થયા હતા, ગમે તે કારણ હો પણ તેઓએ ગસ્ટવસના કહેવા ઉપર ભરૂસો રાખ્યો નહિ પછી ગસ્ટવસે મનમાં નક્કી કર્યું કે સ્વતંત્રતાના ચહાનાર ખેડુતોની આગળથી ધારેલી મદદ મળી શકશે, તેથી તે ત્યાં ગયો, પણ તે આશામાં પણ તેને નિરાશ થવું પડ્યું. તેઓના અંતરમાં સ્વદેશપ્રેમ જાગ્રત કરવાનો યત્ન કરવા જતાં તેને જવાબ મળ્યો કે, "રાજાને બદલવાથી અમને કંઈ નફો નુકશાન થનાર નથી. દુનિયામાં અમારે ગુમાવવાની ઘણી થોડી ચીજો છે, તેમાંથી પણ થોડી જે અમારી પાસે બાકી રહી છે, તે અમે બળવો કરીને ગુમાવવા ઇચ્છતા નથી. ડેનમાર્કના રાજાના તાબામાં અમારી જેવી ખરાબ સ્થિતિ છે, ત્યાં જો દેશી રાજા થશે, તોપણ તે કાયમજ રહેશે. ગમે તે રાજા હો, પણ હેરી માછલી અને મીઠા શિવાય બીજી કંઇ પણ વિલાસની વસ્તુની અમને આશા નથી. અમે ખેડુત છીએ ને ખેડુતજ રહેવાના, ત્યારે શા માટે વગર કારણે બળવા ઉઠાવીએ."

થોડા નિશ્ચયવાળા માણસનું મન આવા જવાબ

થી જરૂર ફરી જાય, પણ ગરટવસ પોતાના નિશ્ચયમાં દૃઢ રહ્યો. તે એક બોમિઆ માણસને રસ્તો દેખાડવા સાથે લઇને ઉત્તર તરફના ડેલકાર્લિયા પરગણામાંના પહાડી રહેવાસીઓ અને ખાણમાં કામ કરનારા મજુરોની પાસે ગયો. રસ્તામાં તેનો વિશ્વાસઘાતક બોમિયો તેનું બધું લૂટીને જતો રહ્યો, તેથી ખાવાને કંઈ પાસે નહિ હોવાથી તે કેટલાંક દિવસ પર્યન્ત ત્રાંબાની ખાણમાં મજુરી કરવા લાગ્યો; પરન્તુ તેના પોશાક ઉપરથી તે રાજવંશી છે એમ ઓળખાઇ આવ્યો, તેથી ત્યાં કામ કરનારાઓએ તેનો ઘણો આદરસત્કાર કર્યો. તેણે ત્યાંના માણસોના મોંએ સાંભળ્યું કે અહિંયાંના પિડા પામનારા રહેવાસીઓ પરદેશીના અમલથી અકલાઇ ગયલા છે, અને તેઓને કોઈ અતિશય કષ્ટ સહન કરનારો અને લાયક ઉપરી મળે, તો લઢાઇ કરવાનો તેમનો સંકલ્પ છે. તે પરગણામાં દર વર્ષ એક મેળો ભરાતો હતો અને તેને લીધે પુષ્કળ ખેડુતો એકઠાં થતાં હતા, તે ઠેકાણે ગરટવસે જુસ્સાબંધ ભાષણથી તેઓના હૃદયને આગ જેવાં કરી નાખ્યાં. તેઓએ જયના પોકારથી તેજ ઠેકાણે તેને સેનાપતિ કર્યો. પછી તેણે તે ખેડુતનું લશ્કર લઇને જલદીથી પાસેના એક કિ-

લ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લાના રહેવાસીઓ ઘેરો રો-
કવાને સમર્થ થયા નહિ, તેથી એક ઘડિમાં તે કિલ્લો
ગસ્ટવસના હાથમાં આવ્યો. પછી ગસ્ટવસના હુકમ-
થી કિલ્લામાંના સઘળા રહેવાસીઓની તરવારો લઇ
લીધી અને જેઓ જેનો અપરાધ હતો તેવી તેઓને
સજા આપી. એ ખબર જેમ જેમ સ્વીડનમાં પસ-
રતી ગઇ, તેમ તેમ ત્યાંના ટોળા બંધ રહેવાસીઓ
ગસ્ટવસના વાવટાની નીચે આવવા લાગ્યા, અને
બધો દેશ ડેનમાર્કની સામે ઉભો થયો. ઇ. સ. ૧૫૨૧
ના મે મહિનામાં ગસ્ટવસના લશ્કરની સંખ્યા પાંચ
હજાર માણસોની થઈ હતી. ડેનમાર્કના રાજાને તેના
વિજયથી એટલી બધી ફિકર થઈ હતી કે, જલદીથી
તેની ગતિ રોકવાને માટે તેણે લશ્કર મોકલ્યું, અને
કહાવ્યું કે જો ગસ્ટવસ હથિયાર ન છોડે તો તેની
મા અને બહેનને મારી નાખો. પરન્તુ આ ધમકીથી
ગસ્ટવસ ડર્યો નહિ, તેથી ડેનમાર્કના રાજાની પ્રતિજ્ઞા-
મુજબ તેની મા અને બહેનને ફાંસીનો હુકમ કર્યો.
પછી તે ક્રોધાયમાન થઇને વધારે બહાદુરીથી લડાઇ
કરવા અને જયના ઉપર જય મેળવવા લાગ્યો. જેવી
રીતે પરશુરામે એકવીસવાર નક્ષત્રી પૃથ્વી કરીને પિ-
તાના વધનો બદલો લીધો હતો, તેવી રીતે ગસ્ટવસ

જન્મભૂમિના ઉપર કોઇ ડેનને જોતો, તો તેનું માથું વાઢીને મા અને બહેનની ગરદન મારવાનો બદલો લેવા લાગ્યો.

રહેતે રહેતે આખો સ્વિડન દેશ ડેનમાર્કની સામે ઉભો રહ્યો. નવી નવી લશ્કરી ટુકડીઓ આવીને ગસ્ટવસના વાવટા નીચે ભરાવવા લાગી. ગસ્ટવસ તે બધી સેના લઇને રાજધાની સ્ટાકહોમનો ઘેરો નાખવા માટે આગળ વધ્યો. પહેલીવારે તેનો ઉદ્યોગ સફલ થયો નહિ, અને તેને ઘણું નુકશાન થયાથી પાછું હઠવું પડ્યું હતું. પરન્તુ ભાગ્ય લક્ષ્મી થોડીવારમાં તેને અનુકૂલ થઇ. બીજી વાર હુમલો કરી હારીને તે પાછો ફરતો હતો, એટલામાં લુવેકથી ઘણું લશ્કર તેને આવી મળ્યું. તેથી ત્રીજીવાર આગળ વધ્યો. આ વેળાએ તે નગરને ઘેરો ઘાલીને બેસી રહ્યો. સખ્ત શિયાળો હતો અને ઉપર આકાશ અને નીચે ધરતી એવી જગાએ રાત્ર દિવસ રહેવાનું હતું તે છતાં તેનું લશ્કર શત્રુઓને મારતું હતું.

ગસ્ટવસ સૈન્ય સહિત સ્થિર ચિત્તથી દુશ્મન જોતો હતો, એટલામાં છેટેથી પાણી ઉપર પુષ્કળ ડેનિશ નૌકા સૈન્ય આવતું જણાયું. જોતાં જોતાંમાં તે બધું સૈન્ય ચારે બાજુ જળ ઉપર બરફના કોટ જેવું થઇ

ગયું. ગસ્ટવસ કેટલાક બહાદુરોને જોડે હાથમાં તરવાર લઈને બરફ શિલા ઉપર થઈને ધસ્યો. તેના સાથીઓ ડેનિસોની તરફ દોડ્યા, પરન્તુ તેઓની બંદુકોએ તેની ગતિ રોકી, તેથી તે કેટલાક વહાણુમાં આગ લગાડીને ચાલ્યો ગયો.

ગસ્ટવસ છેલ્લે નગર લેવામાં સમર્થ થયો, અને તમામ ડેનિસો પોતપોતાને દેશ જતા રહ્યા. ગસ્ટવસની બહાદુરીથી અને સ્વદેશ પ્રેમથી સ્વતંત્ર થયલા સર્વે સ્વિડનના રહેવાસીઓએ એક મોટી સભા બોલાવી, તે સભામાં સર્વે એક અવાજે કૃતજ્ઞતાની નીશાની દાખલ ગસ્ટવસને સ્વિડનની રાજગાદી આપવા માગી; પણ ગસ્ટવસનો સ્વદેશ પ્રેમ આપ સ્વાર્થી નહોતો, તેથી તે કોઈ પણ રીતે તેમાં રાજી થયો નહિ. અને બધાના આગ્રહથી તેણે રાજ–પ્રતિનિધિ એટલે ગવર્નરનું પદ કબૂલ કર્યું, રાજાનું સઘળું કામ તે કરવા લાગ્યો ખરો, પરંતુ રાજગાદી ખાલી પડવાથી રાજમાં ફાટાફાટ થવા જેવું લાગ્યું, તેથી પ્રજાએ તેને સ્વિડનની ગાદીએ બેસવાની ફરજ પાડવાને લીધે આ વેળાએ ગસ્ટવસ તેમનો મનોરથ પૂર્ણ કરવાને કબૂલ થયો તે પ્રમાણે ઈ. સ. ૧૫૨૭માં સ્વિડનના રાજસિંહાસન ઉપર બેઠો.

દૃઢતાથી મંડ્યા રહેતાં સિદ્ધ ન થાય એવું કયું કામ છે? જે એક દિવસે ડેનમાર્કના કેદખાનામાં અતિ કષ્ટથી દિવસ ગાળતો હતો તે હવે સ્વિડનનો રાજ રાજેશ્વર થયો. એના કરતાં બીજું સૌભાગ્ય શું થઇ શકે.

## બકીયારી

રાજા અને પોપના જુલમથી ત્રાસ પામીને ઇટાલિયનો જ્યારે બંડ ઉત્તેજક પુસ્તકો તથા ચોપાનિયાં વાંચવા ઉપર વિશેષ પ્રેમ દેખાડવા લાગ્યા, ત્યારે રાજાએ કાયદો કર્યો કે, જે કોઇ હુલ્લડની વાત કહેશે અથવા હુલ્લડ કરવાના પુસ્તકો તથા ચોપાનિયાં વાંચશે તેને બંદીવાન અથવા મારી નાંખવામાં આવશે. હુલ્લડના અપરાધમાં બકિયારી નામના એક ઇટાલિયનને ન્યાયાધીશની આગળ ઉભો રાખવામાં આવ્યો. ન્યાયાધીશે બકિયારીને બંડખોર તરીકે નક્કી કરીને સજા કરતાં કહ્યું કે,"જો તું દોષ કબૂલ કરે, તો તને સાત વર્ષનું કેદખાનું ભોગવવું પડશે, નહિ તો તને ફાંસી દેવામાં આવશે." બકિયારીએ દોષ કબૂલ કર્યો નહિ. તેણે કહ્યું, "જુલમીના અનિયમથી સ્વદેશ ખરાબ

થાયછે એવો વિશ્વાસ રાખીને જેનાથી સ્વદેશની અવસ્થા દૂર થાય, તેને માટે યત્ન કર્યો હતો એ કરવામાં શું મેં દોષ કર્યો છે? સ્વદેશનું હિત કરવું એ શું દોષવાળું છે? સ્વદેશની ખરાબ હાલત દૂર કરવી એ શું દોષનું કામ છે? નહિ મેં કંઇ દોષ કર્યો નથી." બકિયારીએ અપરાધ કબૂલ કર્યો નહિ. એથી ન્યાયાધીશે તેને ફાંસી આપવાનો હુકમ કર્યો. હાથ પગમાં બેડી નાંખીને લોખંડના પીંજરામાં બંધ કરીને પહેરીઓએ બકિયારીને કેદખાનાના એક ઓરડીમાં પૂરી રાખ્યો. દરવાજા ઉપર બે ત્રણ સિપાઇઓ હાથમાં તરવાર લઇને ઉભા રહ્યા. બકિયારીને એક અઠવાડિયા સુધી કેદખાનામાં રાખવામાં આવ્યો. એ અઠવાડિયામાં રોજ બે ત્રણ રાજના કામદારો આવીને તેને દોષ કબૂલ કરવાને કહેવા લાગ્યા. પરન્તુ બકિયારીએ દૃઢ નિશ્ચય કર્યો હતો કે મેં દોષ કર્યો નથી. તેથી તેણે દૃઢતાની સાથે કહ્યું કે 'મેં કંઇ દોષ કર્યો નથી, મેં મારી પોતાની ફરજ બજાવી છે." અઠવાડિયુ જતું રહ્યું, આઠમે દિવસે સવારે પહેરીઓએ બકિયારીને પોતાની જોડે આવવાનો હુકમ કર્યો, બકિયારીએ મૂંગે મોંઢે તેઓનો હુકમ માન્યો. પહેરીઓ તેને કેદખાનામાં ફાંસીની

જગાપર લઈ ગયા નહિ. તેઓના ઉપરીઓએ હુકમ આપ્યો હતો કે મારવાની પહેલાં બકિયારીને સારી પેઠે દુઃખ આપવું. પહેરીઓને બક્રિયારીને એકવેળાએ પોતાને ઘર લઈ જવાનો હુકમ થયો હતો, ઘરમાં બકિયારીનો પ્રિયસ્ત્રી, તેના વહાલાં છોકરાં હતાં. તેથી સુખનું ઘર જોઇને, સ્ત્રી પુત્રાદિ જોઇને, બકિયારીના હૃદયમાં મોટો કારી ઘા લાગશે અને તે સહન કરશે નહિ. તેથી દોષ કબૂલ કરશે. હોદ્દેદારોએ આવો વિચાર કર્યો હતો. પરન્તુ તે તેઓની ભૂલ હતી. પહેરીઓએ બકિયારીને તેના ઘરની આગળ લઇ ગયા, બકિયારીના મુખ ઉપર ધિક્કાર અને અવજ્ઞાવાળુ હસતું જણાયું તેણે હસતાં કહ્યું, "તમે શું જાણુતા નથી કે સ્ત્રી પુત્રના કરતાં મારી પ્રિય વસ્તુ છે." એમ કહીને ભવા ચઢાવીને મોટા અવાજથી બોલ્યો, "ઇટાલી ઘણું જીવો." બકિયારીએ હસ્તા હસ્તા સ્ત્રી પુત્રાદિની પાસેથી રજા લીધી. મૂર્ખ પહેરીઓ પણ તેના મહત્વથી મોહિત થઇ ગયા. ધીરે ધીરે તેને ફાંસી દેવાની જગાપર લઇ આવ્યા. ફાંસીના માંચડા ઉપર લઇ ગયા પછી એક હોદ્દેદારે કહ્યું, "હમણાં પણ દોષ માન." બકિયારીએ તેજથી જવાબ આપ્યો, "કાંઇ અપરાધ કર્યો નથી, ત્યારે કિયો

દોષ કબૂલ કરૂં?" કર્મચારીએ કહ્યું, "ત્યારે ફાંસીના લાકડે ચઢ" બકિયારીએ કહ્યું "ખુશીની સાથે" એવું કહીને અવાજ કરતાં પગે ફાંસીના માંચડા ઉપર ચઢયો. તે વેળાએ જેઓએ તેની મુખશ્રી જોઇ હતી તેઓ મોહિત થયા હતા. તેજ વેળાએ તેના મુખનો ભાવ જોઇને જણાતું હતું કે તે કોઇ અપાર સુખ અને અતુલ આનંદના રાજમાં જાય છે. તે આંખથી સામે પવિત્ર, સુન્દર, અનન્ત સ્વર્ગ જુએછે.

---

## પ્રતાપસિંહ

આજ સંવત ૧૬૩૨ના શ્રાવણની ૭મ છે. આજે મેવાડના રાજપુરુષો સ્વર્ગાદપિ ગરીયસી જન્મભૂમિને માટે પોતના પ્રાણ આપવાને તૈયાર થયા છે. બાદશાહ અકબરનો જ્યેષ્ટ પુત્ર સેલિમ રાજા માનસિંહની સાથે મેવાડને જીતવા આવ્યો છે. વિધર્મી યવન, પવિત્ર સૂર્યવંશમાં કલંકનો ડાગ લગાડવાને તૈયાર થયા છે, મેવાડનો વીરશ્રેષ્ટ પ્રતાપસિંહ આજે પોતાના વંશને અકલંકિત રાખવા વાસ્તે તૈયાર થયોછે. ખરા ક્ષત્રિય વીરે આજે ખરૂ ક્ષત્રિયત્વનું ગૌરવ સાચવવા માટે દ્દઢ સંકલ્પ કર્યો છે. ચિરસ્મરણીય હલદીઘાટ ઉપર ચૌહણુ,

રાઠોડ, ઝાલાકુલના બાવીસ હજાર રજપૂતવીર એકઠા થયા છે. પ્રતાપસિંહ આ બાવીસ હજાર રજપૂતનો અધિનેતા થઇને પરાક્રમી મુગલસૈન્યની ગતિ રોકવાને ઉભો છે.

હલદિઘાટ એક ગિરિ ઉપર છે. એની ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણના ઘણા ખરા સઘળા ભાગમાં સમુન્નત પહાડ લંબભાવથી ઉભેલા છે. આ સ્થાન પર્વત જંગલ અને ન્હાની નદીમાં ઢંકાયલું છે, પ્રતાપસિંહ એક પહાડનો આશ્રય લઇને અકબરના પુત્રની સામે થયો. હલદીઘાટની લઢાઇનો દિવસ રજપૂત વીરોની અનંત ઉત્સવનો દિવસ હતો. રજપૂતોએ આ ઉત્સવમાં મત્ત થઇને પોતાના પ્રાણ ઉત્સર્ગ કર્યા હતા અને એકના પછી એક આ ઉત્સવમાં મસ્ત બનીને અનંત નિદ્રામાં સુતા હતા. આ ઉત્સવમાં મહાવીર પ્રતાપસિંહ સઘળાઓથી આગળ હતો. તે પેહેલા અંબરના રાજા માનસિંહની તરફ દોડયો. પરંતુ માનસિંહ દિલ્હીના અસંખ્ય સૈન્યમાં હતો. પ્રતાપ તે સૈન્ય ભેદી શકયો નહિ; તેથી તેણે મેઘ-ગંભીર સ્વરથી માનસિંહને કાયર પુરુષ, રજપૂત-કુલાંગાર કહીને તિરસ્કાર કર્યો. રાજા માનસિંહે પ્રતાપના આ તિરસ્કારપર કાન લગાડ્યા નહિ. ત્યાર પછી યુવરાજ

સેલિમ હાથી ઉપર બેસીને જે બાજુએ યુદ્ધ કરતો હતો, તે બાજુએ પ્રતાપે તરવાર ચલાવવા માંડી. એક એકને મારતો મારતો સેલિમના દેહ-રક્ષકોને ભૂમિશાયી કરવા માંડ્યા. હાથીના માહુતનો જીવ લીધો. પ્રતાપ નિર્ભીકચિત્તથી યુદ્ધ કરવા લાગ્યો. તે ત્રણવાર મુગલ સેનામાં ગયો હતો. ત્રણવાર તેનું જીવન સંકટમાં આવી પડ્યું હતું. રજપૂતોએ પોતાનો પ્રાણ આપીને તેને ત્રણવાર આ આસન્ન મૃત્યુની રક્ષા કરી હતી. રાણાનો પ્રાણ બચાવવાને માટે તેઓ પોતાના પ્રાણને તુચ્છ જાણતા હતા, પરંતુ પ્રતાપસિંહ નિરસ્ત થયો નહિ. તેના શરીરનાં એક સ્થાનમાં ગોળી વાગી. ત્રણ જગ્યા ઉપર તીરનાં ભાલાં ભોકાયાં. અને ત્રણ જગ્યા ઉપર તરવારના જખમ લાગ્યા હતા. તે આવી રીતે સાત જગ્યા ઉપર જખમી થયો હતો, તથાપિ તેણે ઉન્મત્તભાવથી શત્રુમાં પ્રવેશ કર્યો હતો. રજપૂતોએ પાછો તેને બચાવવાની મહેનત કરી. પરંતુ તેમ કરતા ઘણાકો વીર-શય્યામાં સૂતા હતા. ચોહાણ રાઠોડ, ઝાલા કુળના ઘણાખરા ગરીયસી જન્મભૂમિની રક્ષાને માટે હાથમાં તરવાર લઇને અનંત નિંદ્રામાં સૂતા; પ્રતાપને ઉદ્ધાર કરવો આ વખતે મુસકેલ જણાયું. દૈલવારાના વીરમલે એ

જોયું કે તરત તે પળવારમાં પોતાનું સૈન્ય લઇને પ્રતાપની તરફ દોડ્યો. આ વખતે મુગલના લશ્કરની હારનો ભેદ થયો તેથી પ્રતાપસિંહ રક્ષા પામ્યો. પરંતુ વીરમલ પાછો ફર્યો નહિ. પ્રભુને વાસ્તે અસીમ સાહસથી યુદ્ધ કરીને રણભૂમિમાં સૂતો. પ્રતાપ વીરમલની તરફ જોઇને બોલ્યો, "દેલવારા ! તમારૂં જીવન આપીને મારા જીવનની રક્ષા કરી." આસન્ન મૃત્યુ દેલવાડાએ અસ્પષ્ટ સ્વરથી ઉત્તર આપ્યો, "રજપૂત વીરધર્મ જાણે છે. વિપત્તિની વેળાએ પણ મહારાણાને ત્યાગ કરતા નથી." મુગલસૈન્ય રજપૂતોનું વિક્રમ જોઇને પ્રશંસા કરવા લાગ્યું; પરંતુ રજપૂતાનો જય થયો નહિ. મુગલસૈન્ય તીડોના પ્રમાણે ચોતરફ છાઇ પડયું હતુ તેઓ હડયા નહિ. ચઉદ હજાર રજપૂતના લોહીથી હલદીઘાટનું ક્ષેત્ર રંજિત થયું. પ્રતાપ જય લાભમાં નિરાશ થઇને તેણે રણસ્થળ પરિત્યાગ્યું.

એવી રીતે હલદીઘાટની લઢાઇનો છેડો આવ્યો, એવી રીતે ચઉદ હજાર રજપૂતોએ હલદીઘાટની રક્ષાને વાસ્તે અમ્લાન વદનથી, અસંકુચિત ચિત્તથી પોતાનું જીવન ઉત્સર્ગ કર્યું. હલદીઘાટ પરમ પવિત્ર યુદ્ધ-ક્ષેત્ર થયું. કવિની રસમયી કવિતામાં એ અનં-

તકાળ બંધાયલું રહેશે, ઐતિહાસિકના અપક્ષપાત વ-ર્ણનમાં એ અનંતકાળ સુધી ઘોષિત થશે. પ્રતાપ-સિંહ અનંતકાળ સુધી વીરેન્દ્રની સમાજમાં હૃદયગત શ્રદ્ધાથી પૂજાશે. અને પવિત્રથી પણ પવિત્રતર થઇને અનંતકાળ અમરની શ્રેણીમાં સામેલ થશે.

પ્રતાપસિંહ અનુચર વિનાનો થઈને ચૈતક નામના પોતાના કાળા રંગના તેજસ્વી ઘોડા ઉપર બેશીને તેણે રણસ્થલને ત્યાગ કર્યું. આ ઘોડો પણ તેજસ્વિતામાં પ્રતાપના જેવો રાજસ્થાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયો છે. જ્યારે બે મુગલ સરદાર પ્રતાપના પછ-વાડે દોડતા આવતા હતા, ત્યારે ચૈતકે એક નાનું પર્વતનો નાલુ કુદાવીને સામે પાર થઇને પોતાના પ્રભુની રક્ષા કરી. પરંતુ પ્રતાપના પ્રમાણે ચૈતક પણ યુદ્ધ-સ્થલમાં જખમી થયો હતો, તે પોતાના સ્વામીને લઇને ચાલવા લાગ્યો. અકસ્માત પ્રતાપે પછવાડે ઘો-ડાના પગલાનો અવાજ સાંભળ્યો અને પછવાડે ફ-રીને જોયું, જોયછે તો તેનો સગો ભાઇ શુક્ત આવેછે. શુક્ત પ્રતાપનો શત્રુ હતો. તે ભાઈના ધ-ર્મને નાશ કરીને મુગલની સાથે મળ્યો હતો. પ્રતાપે આ ક્ષત્ર કુલના કલંક ભાઇને જોઇને ક્ષોભથી અને રોષથી ઘોડાને થોભાવ્યો. પરંતુ શુકતે કોઇ પણ

રીતે વિરુદ્ધાચરણ કર્યું નહિ. તેને હલદીઘાટ ઉપર જ્યેષ્ઠની અલૌકિક બહાદુરી અને શક્તિ જોઇ હતી. આ અપૂર્વ દેખાવ જોઇને તેના મનમાં આત્મ-ગ્લાનિ થઈ હતી. તે હવેથી બીજી કોઈ વખતે ક્ષત્રિયના લોહીને અપવિત્ર ન કરતાં આંખે આવેલાં આંસુથી મોટા ભાઇને નમ્યો. પ્રતાપ આગળનો સઘળો અપરાધ ભૂલી ગયો. ઘણા દિવસની શત્રુતા દૂર થઈ પ્રતાપે પ્રગાઢ સ્નેહથી ન્હાનાભાઇને આલિંગન કર્યું. હાલ ભાઈ ભાઇઓએ મળીને મેવાડના વિલુપ્ત ગૌરવને ઉદ્ધાર કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી, પેલી તરફ રસ્તામાં ચૈતકનો પ્રાણ ગયો. પ્રિયતમ વાહનના સ્મરણને માટે પ્રતાપે એ જગ્યા ઉપર એક સમાધિ બનાવી. આજ સુધી આ જગ્યા "ચૈતકકા ચબુતરા" નામથી ઓળખાય છે.

૧૫૧૬ ઇસવી સનના જુલાઈ મહિનામાં ચિરસ્મરણીય હલદીઘાટ મેવાડના ગૌરવ-સ્વરૂપ રજપૂતોના લોહીના સ્રોત પ્રવાહિત થાય છે. પેલી તરફ સેલિમે વિજયી થઇને રણક્ષેત્ર છોડયું. કમલમીર અને ઉદયપુર શત્રુના હાથમાં ગયાં ! પ્રતાપ છોકરાઓને સાથે લઇને એક પર્વતથી બીજા પર્વત ઉપર, એક અરણ્યમાંથી બીજા અરણ્યમાં, એક ગુફામાંથી બીજી

ગુફામાં જઇને શોધનારા મુગલોના હાથથી પોતાનો બચાવ કરવા લાગ્યો. વર્ષના પછી વર્ષ આવવા લાગ્યાં, તથાપિ પ્રતાપના દુ:ખનો છેડો રહ્યો નહિ; હરએક નવાં વર્ષ નવાં નવાં દુ:ખ સંચય કરીને પ્રતાપની આગળ આવવા લાગ્યાં. પરંતુ પ્રતાપ અટલ રહ્યો, મુગલની આધીનતા સ્વીકારી નહિ. આસ્તે આસ્તે મેવાડનું આકાશ વધારે અંધકારવાળું થવા માંડયું, આસ્તે આસ્તે પરાક્રમી શત્રુ ઘણીક જગ્યાએ પોતાનું આધિપત્ય સ્થાપન કરવા લાગ્યા, તથાપિ પ્રતાપ અચલ રહ્યો, બાપારાવનું લોહી કલંકિત કર્યું નહિ. આ વખતે પ્રતાપસિંહ એવી ખરાબ સ્થિતિએ આવી પહોંચ્યો હતો કે, એકવેળા વિશ્વાસી ભીલોએ તેઓના કુટુંબ-વર્ગને એક નિરાપદ સ્થાનમાં લઇને રાખ્યું, ખાવાનું આપીને તેઓની પ્રાણરક્ષા કરી.

પ્રતાપનો એવો સાધારણ સ્વાર્થત્યાગ અને અશ્રુતપૂર્વ દુ:ખમાં સદાશય શત્રુના હૃદયમાં દયા આવી. દિલ્લીના પ્રધાન રાજ કર્મચારી એની હિતૈષણાથી વિમોહિત થઇને પ્રનાપને સંબોધીને એક કવિતા કરી મોકલી હતી, "પૃથ્વીમાં કંઇજ સ્થાયી નથી. ભૂમિ અને સંપત્તિ જતી રહેશે; પરંતુ મહત્ લોકોનો ધર્મ કદીપણ વિલુપ્ત થશે નહિ. પ્રતાપે સં-

પત્તિ અને ભૂમિ ત્યાગ કરી છે, પરંતુ કદીપણ મસ્તક અવનત કરશે નહિ. હિંદુસ્થાતના સઘળા રાજામાં તેજ કેવળ પોતાના વંશના સમાનની રક્ષા કરે છે." પ્રતાપ આવી રીતે વિધર્મી શત્રુની પાસેથી પણ પ્રશંસાને પાત્ર થઇને વને વને ફરતો હતો પ્રાણાધિક સ્ત્રી અને છોકરાંનાં દુ:ખથી એક એક વખતે તે ઉન્મત્ત થઈ જતો હતો. તેણે પાંચવાર ખાવાની તૈયારી કરી હતી પરંતુ સુવિધાના અભાવથી પાંચવાર તેને છોડીને પહાડી પ્રદેશમાં નાસી જવું પડયું હતું. એક વખતે તેની બાયડી અને પુત્રવધૂએ મલ નામના ઘાસના બીજથી કેટલાક રોટલા તૈયાર કર્યા હતા. આ ખોરાકનો એક ભાગ તે ખાઇને બીજો ભાગ ભવિષ્યને વાસ્તે રાખી મૂકયો હતો. પ્રતાપની એક છોકરી આ રહેલા રોટલા લઇને ખાતી હતી એટલામાં એક જંગલી બીલાડી તેના હાથમાંથી રોટલો લઇને દોડી ગઈ. બાલિકા આર્તસ્વરથી રોઇ પડી; પ્રતાપ ત્યાં અર્ધો જાગતો પોતાની શોચનીય સ્થિતિ વિષય વિચાર કરતો હતો, છોકરીના રડવાથી ચમકિત થઇને જોય છે તો રોટલા જતા રહ્યાછે. બાલિકા ભૂખથી ટળવળતી રડેછે. પ્રતાપે અમ્લાન વદનથી હલદીઘાટમાં સ્વદેશીઓને

સ્વદેશના સંમાન-રક્ષાને માટે આત્મ-પ્રાણ આપવાને ઉત્તેજિત કરી મૂકયા હતા, અમ્લાન વદનથી રજપૂત વંશનો ગૌરવ સાચવવાને માટે રણસ્થલની કરાલ સંહાર-મૂર્તિની વિભીષિકાનું તાચ્છલ્ય દેખાડીને કહ્યું હતું, "આ ભાવથી દેહ-વિસર્જનને માટે રજપૂતોએ જન્મ લીધો છે." પરંતુ હમણા તે સ્થિરચિત્તથી છોકરીનો વિલાપ જોવામાં સમર્થ થયો નહિ. સ્નેહાસ્પદ બાલિકાનું કાતર સ્વરનું રડવું જોઇને તેનું હૃદય વ્યથિત થયું, જાણે તેની આગળ સેંકડો કાલ–ભુજંગોએ આવીને, સર્વાંગમાં દંશન કર્યું હોય એવી પ્રતાપને યાતના થવા માંડી, પોતાનું કષ્ટ દૂર કરવાને વાસ્તે અકબરની આગળ આત્મસમર્પણનો અભિપ્રાય જણાવ્યો.

પ્રતાપની આ આધીનતા સ્વીકારની ખબર અકબરના નગરમાં વ્યાપી રહી અને અકબરે મહોલ્લાસથી ઉત્સવનું અનુષ્ઠાન કરવાનો હુકમ નગરવાસીઓને કર્યો. પ્રતાપે અકબરની આગળ જે પત્ર મોકલ્યો હતો; તે પત્ર પૃથ્વીરાજે જોયો. પૃથ્વીરાજ વિકાનેરના અધિપતિનો ન્હાનો ભાઇ હતો. સ્વજાતિપ્રિયતા અને સ્વજાતિ-હિતૈષિતામાં તેનું હૃદય પૂર્ણ હતુ તે પ્રતાપના ઉપર શ્રદ્ધા અને ભક્તિ કરતો હતો. પ્ર-

તાપ એકદમ દિલ્લીશ્વરની આગળ અવનત-મસ્તક થશે એ વિચારીને તેનું હૃદય ઘણું ક્ષુબ્ધ થયું. પૃથ્વીરાજે વખત ન લગાડતાં નીચલા ભાવની કેટલીક કવિતા રચીને પ્રતાપની પાસે મોકલાવી.—

"હિંદુઓની સઘળી આશા હિંદુજાતિના ઉપરજ નિર્ભર કરે છે, રાણાએ હમણાં તે સઘળું છોડયું છે. અમારા સરદારોમાં પહેલાંનું વીરત્વ નથી, નારીઓમાં પહેલાનો સતીત્વ ગૌરવ નથી. પ્રતાપ ન હોત, તો અકબર સઘળાઓનેજ આ સમભૂમિમાં લાવી મૂકત. આપણી જાતિના બજારમાં અકબર એક વેપારી છે; તેણે સઘળાઓને વેચાતા લીધા છે; કેવલ ઉદયના તનયને વેચાતો લઇ શકયો નથી. સઘળાઓએ નિ-રાશ થઇને, નોરોજના બજારમાં આવીને પોતાને અપમાન કર્યું છે, કેવલ હમીરના વંશધરે આજ સુધી તેવું અપમાન જોયું નથી, જગત્ પૂછેછે કે પ્રતાપનું અવલંબન કયાં છે? પુરુષત્વ અને તરવારજ તેનું અ-વલંબન છે. તે આ અવલંબનના બલથીજ ક્ષત્રિય-ના ગૌરવની રક્ષા કરે છે. બજારનો આ વેપારી કંઇ હમેશાં જીવિત રહેશે નહિ. એક દિવસ જરૂર આ લોકમાંથી જતો રહેશે, ત્યારે અમારી જાતિના સઘળા પરિત્યકત ભૂમિમાં રજપૂત–બીજને વાવવાને માટે

પ્રતાપની આગળ હાજર થશે. જેનાથી આ બીજની રક્ષા થાય, જેનાથી એની પવિત્રતા પાછી સમુ-જ્જ્વલ થાય તેને વાસ્તે સઘળાઓ પ્રતાપની તરફ જોઇ રહ્યા છે."

પૃથ્વીરાજનાં આ ઉત્સાહ–વાક્યો લાખો રજપૂતના તુલ્ય બળકારક થયા. એણે પ્રતાપના મુહ્યમાન દેહમાં જીવની શક્તિ આપી અને તેને પાછો સ્વદેશ ગૌર-વકર મહાન્ કામ બજાવવાને ઉત્તેજિત કર્યો. પ્રતાપે દિલ્લીશ્વરની આગળ અવનતિ સ્વીકારવાનો સંકલ્પ છોડયો. પરંતુ આ વખતે વરસાદનું એવું જોર થયું હતુ કે, પ્રતાપ કોઇપણ રીતે પર્વત શિખર ઉપર રહી શક્યો નહિ; મેવાડ છોડીને મરૂ ભૂમિમાંથી સિંધુન-દીને કિનારે જવાનો દૃઢ નિશ્ચય કર્યો. આ સંકલ્પ સિદ્ધિને વાસ્તે તે પોતાના કુટંબ વર્ગના માણસો અને બીજા મેવાડના કેટલાક વિશ્વાસી રજપૂતોની સાથે આરાવલીથી ઉતરીને મરૂપ્રાંતમાં ગયો. આ વખતે પ્રતાપના મંત્રીએ પોતાના પૂર્વ પુરુષોનું એકઠું કરેલું સઘળું ધન લાવીને પ્રતાપની આગળ હાજર કર્યું, આ સંપત્તિ એટલી હતી કે, એનાથી બાર વર્ષ સુધી પચીસ હજાર માણુસોનું ભરણ પોષણ વગર હરકત થી થઈ શકે. કૃતજ્ઞતાના આ મોટા ઉદાહરણુથી પા-

છો હિમ્મતની સાથે અભીષ્ટ મંત્ર સાધનને વાસ્તે ઉદ્યત થયો, અખિલ અનુચર વર્ગ એકઠા થયા. પ્રતાપે એઓને જોડે લઇને આરાવલીનું અતિક્રમણ કર્યું. મુગલ સેનાપતિ શાહબાજખાં લશ્કર લઇને દેઓયીરમાં હતો. દેઓયીરના યુદ્ધમાં પ્રતાપે જય મેળવ્યો. શાહબાજખાં માર્યો ગયો. આસ્તે આસ્તે કમલમીર અને ઉદયપુર કબજે કર્યા. આસ્તે આસ્તે આજમીઢ મંડલગઢ સિવાય સગળા મેવાડના પ્રદેશ પ્રતાપના પદાનત થઇ પડયા. આ વિજયની વાર્તા અકબરે સાંભળી. પરાક્રમી મુગલોએ દશ વર્ષ સુધી ઘણો પૈસો ખર્ચ કરીને અને બહુ સૈન્ય નષ્ટ કરીને મેવાડમાં જે વિજય-શ્રીને અધિકાર કર્યો હતો. તે પ્રતાપસિંહ એક દેઓયીરના યુદ્ધમાં પોતાને તાબે કરી લીધી. એના પછી મુગલ સૈન્ય પાછું મેવાડમાં આવ્યું નહિ. પ્રતાપની વિજય-લક્ષ્મી અચલ રહી; પરંતુ એવો વિજયલાભ થવા છતાં પ્રતાપ જીવનની છેલ્લી અવસ્થામાં શાંતિ મેળવી શકયો નહિ. પર્વત-શિખર ઉપર એક વેળા ચઢતો હતો તે વેળાએ તેનાં નેત્ર ચિતોડના કિલ્લાની દિવાલ ઉપર પડયાં, એટલામાંજ યાતનાથી અધીર થઇ પડયો. જે ચિતોડ બાપારાઓએ જીવિતકાળ અતિવાહિત કર્યો છે,

જે ચિતોડમાં રજપૂતકુલ ગૌરવ સમરસિંહ સ્વદેશની સ્વાધીનતા રક્ષાને માટે દૃષદ્વતી નદીના કિનારે પૃથ્વીરાજની સાથે દેહત્યાગ કરતાં સમર શય્યામાં સૂતો હતો, જે ચિતોડ માટે બાદલ, જયમલ્લ અને પુત્તે પવિત્ર યુદ્ધક્ષેત્રમાં અમ્લાન વદનથી અક્ષુબ્ધ હૃદયથી આત્મપ્રાણ અર્પણ કર્યા હતા, આ આજ તે ચિતોડ શ્મશાન, આજ તે ચિતોડની દિવાલ અંધકાર-સમાચ્છન્ન ભીષણ શૈલ શ્રેણીના પ્રમાણે રહી છે. પ્રતાપ ઘણું કરીને એવીજ ચિંતા—એવીજ કલ્પનામાં નિમગ્ન રહેતો હતો, ઘણું કરીને તરંગના પછી તરંગના આઘાતથી તેનું હૃદય ડામાડોળ થતુ હતું.

એવી રીતે અન્તર્દાહથી પ્રતાપ તરૂણ ઉમ્મરમાં ઐહિક જીવનની ચરમ સીમામાં આવ્યો હતો. દુરંત રોગે આવીને જલદીજ તેના દેહને અધિકૃત કર્યો. પ્રતાપ અને તેના સરદારોએ પેશોલા નદીના કિનારા ઉપર પોતાની દુર્ગતિના વખતે વરસાદથી પોતાની રક્ષા કરવાને માટે એક ઝુંપડી બનાવી હતી, તે ઝુંપડીમાંજ પ્રતાપના જીવનો છેલ્લો ભાગ અતિવાહિત થયો હતો. પ્રતાપ પોતાના છોકરા અમરસિંહના ઉપર આસ્થા શૂન્ય હતો. તે જાણતો હતો કે, કુમા

અમરસિંહ હમેશાં શોખીન જુવાનીયાના જેવો છે; રાજ્ય રક્ષાનો ક્લેશ કદી પણ તે સહન કરશે નહિ. છોકરાની વિલાસપ્રિયતાથી પ્રતાપના હૃદયમાં ઘણી વ્યથા થતી હતી; મરવાની વેળા પણ એ યાતના દૂર થઇ નહિ. આ દુઃસહ મનોવેદના મરવાની વખતે પ્રતાપના મોંથી વિકૃત સ્વરથી બહાર નીકળી એક સર્દારે આ દુઃખ જોઇને પ્રતાપને પૂછ્યું કે તમને એવું શું કષ્ટ થાય છે કે, પ્રાણવાયુ શાંતભાવથી બહાર નીકળી શકતો નથી. પ્રતાપે ઉત્તર આપ્યો, "જેનાથી સ્વદેશ તુરૂકના હાથમાં ન જાય, તે વિષયમાં કોઇ પ્રતિજ્ઞા કરે એ વાસ્તે મારા પ્રાણ હાલ જવાને અતિ કષ્ટથી વિલંબ કરે છે." છેલ્લે તેણે ઝુંપડીને લક્ષ્ય લક્ષને કહ્યું, "કદાચ આ ઝુંપડીને બદલે મોટો કીમતી મેહેલ બનશે, મેવાડની જે સ્વાધીનતા રક્ષાને વાસ્તે એટલું કષ્ટ મેં સ્વીકાર્યું છે, કદાપિ તે આ ઝુંપડીની સાથે વિલુપ્ત થશે." સરદારોએ પ્રતાપના આ વાક્યમાં સોગન ખાઇને કહ્યું, "જ્યાં સુધી મેવાડ સ્વાધીન ન થાય, ત્યાંસુધી મેહેલ બનશે નહિ." પ્રતાપે તેના ઉપર વિશ્વાસ રાખ્યો, નિર્વાણોન્મુખ પ્રદીપના પ્રમાણે તેનું મુખમંડળ ઉજ્વલ થયું. મેવાડ પોતાની સ્વાધીનતાની રક્ષા કરશે

એ સાંભળીને શાંત ભાવથી આ લોકમાંથી જતો રહ્યો.

એવી રીતે ૧૫૯૭ ઇસિવીસનમાં સ્વદેશ-વત્સલ પ્રતાપસિંહ પરલોક પ્રાપ્ત થયો. જો મેવાડની થિઉ-કિડિસ અથવા જેનોફ્ન રહેત, તો "પેલપાનિસસનાં વ-ખતે" અથવા "દશહજારના બદલે" કદી પણ આ રજપૂત શ્રેષ્ઠના અવદાનના કરતાં ઇતિહાસમાં અધિક તર મધુર ભાવથી કીર્તિત થાત નહિ. અપ્રમેય વીરત્વ, અવિચલિત દૃઢતા અશ્રુતપૂર્વ ખંતની સાથે પ્રતાપે દીર્ઘકાલ પ્રબલ–પરાક્રાન્ત, ઉન્નતાકાંક્ષ, સ-હાયસંપન્ન બાદશાહના વિરુદ્ધાચરણ કર્યું હતું. એ વાસ્તે આજ સુધી પ્રતાપસિંહ પ્રત્યેક રજપૂતના હૃ-દયમાં અધિષ્ઠાત્રી દેવતારૂપથી વિરાજ કરે છે. જ્યાં સુધી સ્વદેશહિતૈષિતા રજપૂતના મનમાં અંકિત રહેશે, ત્યાં સુધી પ્રતાપસિંહનું આ દેવ-ભાવનું વર્ણન રહેશે.

પ્રતાપસિંહે સ્વદેશની સ્વાધીનતા રક્ષાને વાસ્તે, દુરન્ત યવનોથી માતૃભૂમિને પવિત્ર રાખવા માટે મ-હત્ કાર્ય બજાવ્યું છે, રાજસ્થાનના ઇતિહાસમાં તે હમેશાં સ્વર્ણાક્ષરોમાં અંકિત રહેશે. સદીની પછી સદી ગઇ છે, અદ્યાપિ રાજસ્થાનના લોકોની સ્મૃતિ માં આ વૃત્તાંત જાજ્વલ્યમાન રહ્યો છે. પૂર્વ પુરુષનું આ વૃતાન્ત કહેવાની વખતે રજપૂતના હૃદયમાં અ-

ભૂત પૂર્વ તેજનો અવિર્ભાવ થાય છે. છાતીમાં રક્ત-
ની ગતિ પ્રબલ થાય છે, અને નયન—જલથી ગાલો
પ્લાવિત થઈ રહે છે. વસ્તુતઃ પ્રતાપસિંહનું કામ પ-
રસ્પર રાજસ્થાનના અદ્વિતીય ગૌરવ અને અદ્વિતીય
મહત્વનો વિષય છે, કોઈ માણસ રાજવંશમાં જન્મ
લઇને અને સર્વ પ્રકાર સૌભાગ્ય-સંપત્તિનો અધિકા-
રી થઇને પ્રતાપના પ્રમાણે દુર્દશામાં પડયો નથી,
કોઇ પણ માણસે સ્વદેશહિતૈષણમાં ગરમ થઇને
સ્વાધીનતા રક્ષાને માટે જંગલે જંગલે પર્વતે પર્વતે
ફરીને પ્રતાપના પ્રમાણે દુઃખ ભોગવ્યું નથી. આ-
રાવલી પર્વત-માલાનાં સઘળાં શિખર, સઘળી ખો-
પ્રતાપસિંહના ગૌરવથી ભરેલી છે. ચિરકાલ એ સ-
ઘળા ગૌરવ સ્તંભ ઉભા રહીને, રાજસ્થાનનો મહિ-
મા પ્રકાશ કરશે. ભારત મહાસાગરના સઘળા પા-
ણીમાં પણ એ નિમગ્ન થશે નહિ, હિમાલયના સ-
ઘળા પથ્થરથી પણ એ વિચુર્ણ થશે નહિ.

---

## વીર યુવકની દેશ ભકિત.

ઇસવી સન ૧૫૪૩ની સાલ ગઇ છે. શેર શાહના
પરાક્રમથી દિલ્લીનો બાદશાહ હુમાયુ દેશ ત્યાગી થયો

છે. નસીબ હમેશાં ચક્ર પ્રમાણે ફરતું ફરે છે. કાળ-ધર્મમાં કદી ઉન્નત, કદી અવનત થાય છે. જે પુરુષ એક વેળાએ મણિમુક્તાથી શોભીતા દિલ્લીના સિંહાસનને અલંકૃત કરતો હતો. અમીર ઉમરાવનાં માથાં સર્વદા જેના પગ નીચે રોળાતાં હતાં તે આજ ભીખારી થઇને દેશાંતરમાં રહે છે. પારકાની મદદથી હાલ જેનો ગુજરો થાય છે, પોતાને માટે, પ્રેમપ્રતિમા સ્ત્રીને માટે, પ્રાણાધિક છોકરાંને માટે તે હાલ સર્વ રીતે પારકાના મોં સામું જોઇ રહ્યો છે. સમગ્ર ભારતનો અદ્વિતીય બાદશાહ અકબરનો પિતા એક વખતે એવી હાલતમાં પડયો હતો અને જેની શક્તિના બળથી કાબુલના પહાડી પ્રદેશમાં, આર્યાવર્ત્તની પવિત્ર ભૂમિમાં, દક્ષિણ તરફના પ્રશસ્ત ક્ષેત્રમાં વિજયના નિશાન ફડકતાં રહ્યાં હતાં. જેનો અપાર મહિમા પ્રકાશ કરવાને માટે "દિલ્લીશ્વરો વા જગદીશ્વરોવા" ધ્વનિ વિચિત્ર આમખાસમાંથી નીકળીને દૂર પર્યન્ત ગગનતલમાં વ્યાપી રહેતી હતી. તે વિસ્તીર્ણ ભારત મરૂના એક ભાગમાં એક સામાન્ય ઝુંપડીમાં જન્મ લઇને, પારકાની મદદથી સામાન્ય ભાવથી કાળ ગાળતો હતો.

શેરશાહ દિલ્લીના સિંહાસન ઉપર બેઠો છે. દિલ્લી-

નો અડધો ચંદ્રવાળો વાવટો હવે મોગલવંશને બદલે શૂરવંશનો ગૌરવ જાહેર કરેછે. અમીર ઉમરાવો હવે મોગલવંશને બદલે શૂરવંશનો હુકમ માનવામાં તત્પર રહેલા છે. શેરશાહે પોતાના વીંરત્વએ અને તેજસ્વિતાથી હુમાયુને દેશમાંથી હાંકી કાઢયો છે ખરો, પરંતુ ભારતવર્ષની સર્વ જગાપર પોતાનું આધિપત્ય સ્થાપન કરી શક્યો નથી. દિલ્હીના સિંહાસન ઉપર બેઠા પછી તેણે રાજ્ય વધારવાનો નિશ્ચય કર્યો. વીરભૂમિ રજપૂતાના ઉપર તેનું લક્ષ ગયું. માટે તેણે એંશી હજાર સૈન્ય લઇને મારવાડ ઉપર સ્વારી કરી.

મારવાડ કુદરતની શોભાથી અલંકૃત નથી. ત્યાં મનોહર વૃક્ષલતા તથા લીલા અનાજનાં ખેતરો શોભા આપતાં નથી. ત્યાં ફકત વિસ્તીર્ણ રેતીનું મેદાન નિરંતર મારવાડની ભીષણતર ઓળખાણ આપે છે. મારવાડની કુદરત મનોહર શોભાને બદલે ભયંકર ભાવના અપૂર્વ વિકાશનું ક્ષેત્ર થઇ પડયું છે. ત્યાં આ સમયે પરાક્રાંત રાઠોડ પોતાના લોકાતીત વીરત્વના મહિમાથી એ મરૂસ્થલની સ્વાધીનતાનો ગૌરવ સાચવતો હતો. તેના એ ગૌરવનું હરણ કરવાને શેરશાહ તૈયાર થયો છે. ૮૦ હજાર સૈનિક પુરુષ વિપુલ વિક્રમથી રાઠોડ નગરની તરફ આવવા લાગ્યા.

તેની ખબર મરૂસ્થલમાં પહોંચી એટલે રાઠોડો પોતાની ગરીયસી જન્મભૂમિની સ્વાધીનતાને માટે સજ્જિત થવા લાગ્યા. જોતાં જોતાંમાં ઘણું સૈન્ય એકઠું થયું, તેથી જોતાં જોતાંમાં મરૂસ્થલનો અધિપતિ મહારાજ માલદેવ પંચાસ હજાર તેજસ્વી રાઠોડના બાહુબળના ઉપર આધાર રાખીને દિલ્લીના નવા બાદશાહની ગતિ રોકવાને માટે ઉભો થયો.

વીરભૂમિનું વીરપણું કાયમ રહ્યું. પચાસ હજાર રાઠોડના પરાક્રમથી દિલ્લીના ૮૦ હજાર સૈન્યનીગતિ રોકાઇ. હુમાયુના વિજેતાએ આજ મરૂસ્થલના વીરોના વીરપણા આગળ માથું નમાવવું પડયું. માલદેવનું વ્યૂહ ભેદ કરવું એ અસાધ્ય જોઇને શેરશાહ નાસવાનો ઉપાય જોવા લાગ્યો. પરંતુ રાઠોડ સૈન્યના વિક્રમથી એ ઉપાય પણ વ્યર્થ ગયો. ત્યારે ચતુર મુસલમાન બાદશાહે છેલ્લે ચાતુરીનોઆશ્રય લીધો. એવી રીતે મુસલમાનની ચાતુરીથીજ ભારતવર્ષનો નાશ થયો છે. શાહબુદ્દીન ગોરીની ચાતુરીથી પૃથ્વીરાજ દશદ્વતીને કિનારે અનંત નિદ્રામાં સૂતો. અને અલાઉદ્દીનની ચાતુરીથી વિધાતાની અપૂર્વ સૃષ્ટિ પદ્મિનીનું કમનીય શરીર ભસ્મરાશિમાં આવ્યું, તેથી આજે શેરશાહની ચાતુરીથી રાઠોડ ભૂમિનું સર્વ નાશ કરવાની

શરૂઆત થઇ. શેરશાહે પોતાના નામથી એક પત્ર લખ્યું. વિશેષ કૌશલથી પત્રમાં માલદેવના પ્રધાનપ્રધાન સરદારોનાં નામ લખ્યાં, જાણે સરદારો શેરશાહને લખે છે કે, તેઓ માલદેવના ઉપર ઘણા કંટાલી ગયા છે. યુદ્ધની વેળાએ સર્વ પોત પોતાની સેના લઇને દિલ્હીના લશ્કરની સાથે એકઠાં થશે. ચતુર મુસલમાને કૌશલથી દૂતને મોકલીને છુપી રીતે માલદેવની બેસવાની ગાદી ઉપર પત્ર નંખાવ્યો. તે પત્ર થોડીવાર પછી માલદેવના હાથમાં આવ્યો. પત્ર મળ્યાથી માલદેવ સ્તંભિત અને હતબુદ્ધિવાળો થઈ ગયો. પોતાના સરદારોને વિશ્વાસઘાતક સમજવા લાગ્યો. ચતુરની ચાતુરી ફળવતી થઈ. માલદેવે પોતાના સરદારોની સાથે જૂદા પડવાનો ઉદ્યોગ કર્યો. આવા આકસ્મિક વ્યાપારથી તેજસ્વિ રાઠોડ સરદાર કુંભના હૃદયમાં આઘાત લાગ્યો. કુંભે માલદેવને ઘણોક સમજાવ્યો, સનાતન ધર્મને ઉલ્લેખ કરીને પોતાની વિશ્વસ્તતા સપ્રમાણ કરવા લાગ્યો, દુરંત યવનની ચાતુરીની વાતો કહીને પવિત્ર ક્ષત્રિય ધર્મ રક્ષા કરવામાં અનુરોધ કર્યો. પરંતુ માલદેવે કંઇજ સાંભળ્યું નહિ. કોઇ રીતે સમજ્યો નહિ. તેનું હૃદય ઘોર અંધકારમાં કાળું થયું હતુ. કુંભના યત્નથી એ પાછું પ્રકાશમાન થયું નહિ. કુંભ

નીરવ રહ્યો, તેનું ભ્રયુગલ થોડું સંકોચિત થયું; જ્યોતિર્મય બંને આંખમાંથી આગની ચણગારી નીકળવા લાગી. તેજસ્વિ ક્ષત્રિવીર થોડીવાર સુધી વિચાર કરવા લાગ્યો. અને થોડીવારમાં પોતાનું લશ્કર લઇને હરહર અવાજથી યવનસૈન્યની સામે દોડયો.

તુમુલ સંગ્રામ થવાનો આરંભ થયો. કુંભ દશ હજાર સૈન્ય લઇને મોટા પરાક્રમથી શેરશાહના ૮૦ હજાર સૈન્યના ઉપર પડયો. તેના પ્રશસ્ત હૃદયમાં કંઇ પણ ભયનો વિકાશ નહોતો. ઉજ્વલ મુખમંડળમાં કંઈ પણ કાળાશનો સંચાર નહોતો. દુરંત યવને તેઓના પવિત્ર ચરિત્રમાં કલંકનો આરોપ કર્યો છે. પવિત્ર વીરધર્મની અવમાનના કરવાને પ્રવૃત્ત થયો છે, કુંભ આજે તરવારની ધારથી તે કલંક રેખા ભુસાડવાને ઉધત થયોછે, પવિત્ર રણમાં આત્મ-પ્રાણ આપીને અનંત મહિમામય વીરત્વ-કીર્ત્તિ ઉજવલથી ઉજવલતર કરવાને દઢ સંકલ્પીત થયો છે. માટે તુમુલ સંગ્રામમાં કુંભ પોતાની લોકાતીત તેજસ્વિતાની ઓળખાણ આપવા લાગ્યો. યવનસૈન્ય એ તેજસ્વિતાની ગતિ રોકી શકયુ નહિ. તેઓના ઘણાંક સમરક્ષેત્રમાં હમેશાંને માટે સૂવા લાગ્યાં. ઘણાકોએ શત્રુના આમંત્રણથી પોતાનો પ્રાણ બચાવવાને માટે વ્યસ્ત થયા, તેથી શેરશાહ ની-

રાશ થયો. ચારે બાજુએ અંધારૂં જોવા લાગ્યો. રાઠોડના પરાક્રમથી તેના હૃદયમાં ભયનો સંચાર થયો. એવામાં બીજું એક લશ્કર તેની મદદને માટે આવ્યું. કુંભ અવિશ્રાંત રૂપથી શત્રુ સેના વધ કરતો કરતો થાકી ગયો હતો. એવી વખતે શેરશાહના નવા લશ્કરે તેને ઘેર્યો. પરાક્રાંત રાઠોડ વીર એ ઘેરાને નિરસ્ત કરી શક્યો નહિ ખરો, પરંતુ રણમાં ભંગ કરીને ભીરૂતાની ઓળખાણ આપી નહિ. તે પોતાની વિશ્વસ્તતા દેખાડવાને પ્રતિજ્ઞાબદ્ધ થયો હતો. માટે હમણાં તુચ્છ પ્રાણને માટે એ પ્રતિજ્ઞાથી સ્ખલિત થયો નહિ. તેથી મરૂસ્થળના પુણ્યક્ષેત્રમાં—શત્રુના ભૈરવ કોલાહલમાં, તેજસ્વિ વીરની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. કુંભ નિડરતાથી લઢાઇ કરતો કરતો અનંતધામમાં જઇને અનંત કીર્ત્તિનો અધિકારી થયો. ત્યારે તેની રાઠોડ સેનાએ યવન સેનાનો નાશ કરીને નશ્વર જગતમાં અમરત્વ મેળવ્યું. આર્ય કીર્ત્તિના અનંત મહિમાથી આર્યાવર્ત્તનું મરૂસ્થલ હમેશાંનું પવિત્ર થઇ ગયું.

રાઠોડના વીરત્વથી શેરશાહ ચમકિત થયો હતો. લઢાઇ થયા પછી તેણે મારવાડના અનુરવરતા ઉપર લક્ષીને ભયવાળા સ્વરથી કહ્યું હતું કે "હું એક મુઠી મકાઈ ભુટાને માટે હમણા ભારતવર્ષની બાદશાહી ગુમાવતો હતો."

# ફુલાસિંહ.

૧૮૦૯ ઇસવીસનમાં જ્યારે અંગ્રેજ–દૂત સર ચાર્લ્સ મેટકાફ (પછી લાર્ડ મેટકાફ) અમૃતસરમાં રહેતો હતો, અંગ્રેજ–સેનાની કરનલ અક્ટરલોનીની સાથે એકત્ર થઇને જ્યારે તે ગવર્નર જનરલ લાર્ડ-મિંટોરના હુકમથી મહારાજ રણજિતસિંહની સાથે સિંધ સ્થાપવામાં વ્યાપ્ત હતો, ત્યારે એક સાહસી જુવાને નિર્ભયથી મીયાનમાંની તરવાર હાથમાં લઇને પોતાના કેટલાક અનુચરની સાથે પંજાબ–કેશરીની આગળ આવીને ગંભીર–સ્વરથી કહ્યું. મહારાજ! વિદેશી અંગ્રેજો અમારા રાજ્યમાં આવ્યા છે. અમે તેઓને આક્રમણ કર્યા હતા. પરંતુ તેઓ અમને ઘણા ખરાબ કરે છે, અપમાન કરે છે, મારા અનુચરોને નસાડી મૂક્યા છે. જો આપ એનો પ્રતિવિધાન ન કરો ને જો આ પળમાં વિધર્મિઓને સમુચિત સજા ન આપો, તો આ તરવારના આઘાતથી આપની સાથે આપના વંશના લોકોના પ્રાણ સંહાર કરીશ." રણજિત્‌સિંહ અકસ્માત્ અતર્કિત ભાવથી યુવકના મોંએ આ કઠોર કહેલું સાંભળીને વિસ્મિત થયો. સવિસ્મયથી યુવકની તરફ જોયું.

યુવક નિર્ભયથી તરવારને ફેરવતો હતો, નિર્ભયથી વિસ્ફારિત આંખથી પોતાની દૃઢ પ્રતિજ્ઞા રક્ષાને માટે તૈયાર થઇને રહેલો જણાતો હતો. અસમયથી એ અપૂર્વ દૃશ્યના આવિર્ભાવથી પંચનદનો અધીશ્વર વિચલિત થયો નહિ, પોતાની ધીરતાની સીમા અતિક્રમ કરીને ચપળતાનો પરિચય આપ્યો નહિ. તેણે સ્નેહની સાથે ધીર-ગંભીર સ્વરથી કહ્યું, "યુવક તારા સાહસની પ્રશંસા કરૂછું. પરંતુ અંગ્રેજ દૂતની સાથે હું બંધુતા—પાશમાં આબદ્ધ થયોછું, તેનું કોઇ રીતે અનિષ્ટ કરી શકતો નથી, હું માથું આપવાને તૈયાર છું. તારી તરવાર મારે ગળે મૂક." મહારાજ રણજિતસિંહનાં આવાં સ્નેહ ભરેલા વચનથી યુવકનું ઉત્તેજિત હૃદય થોડુંક શાંત થયું. યુવકે બીજો કોઈ રીતનો ઉદ્ધત ભાવ ન દેખાડતાં ઉન્નત મસ્તકને અવનત કર્યું, રણજિતસિંહે સંતોષની સાથે તેને એક જોડો સોનાથી ભરેલો આપ્યો અને તેના અનુચરોને યથાયોગ્ય દ્રવ્ય આપ્યું. યુવક ધીરભાવથી મહારાજ પ્રદત્ત મહાપ્રસાદ લઇને ચાલ્યો ગયો.

એ તેજસ્વી યુવકનું નામ ફુલાસિંહ હતું. ફુલાસિંહ જાતનો જાટ હતો. શિખગુરુ ગોવિંદસિંહે અકાલી નામનો જે સંપ્રદાય સ્થાપન કર્યો હતો, તે

સંપ્રદાયનો ફુલાસિંહ હતો. અકાલીઓનો પોશાક કાળા રંગનો હોય છે, એઓ સાહસમાં અટલ, વિક્રમમાં અજેય અને કર્ત્તવ્ય પ્રતિપાલનમાં અનલસ હોય છે. શત્રુના વ્યૂહભેદમાં, શત્રુનો દુર્ગ અધિકારમાં એઓના કેવા પરાક્રમનો વિકાશ થાય છે, કેવી રીતે ક્ષમતા–બળથી વિપક્ષની વિજયિની શક્તિ વિલુપ્ત થઇ જાય છે, તે ઐતિહાસકો ખુશી અને પ્રીતિની સાથે વર્ણન કરે છે. એઓ દુર્બલ ગરીબ દુઃખીના પરમ બંધુ અને જુલમી ધનવાનના પરમ શત્રુ હોયછે. કર્ત્તવ્ય–પ્રતિપાલનમાં એઓ પોતાના પ્રાણને પણ તુચ્છ સમજે છે. ગુરુ ગોવિંદસિંહ પોતાના સ્થાપેલા આ મહાસંપ્રદાયના પરાક્રમની ઉપર નિર્ભય કરીને બાદશાહ ઔરંગજેબની ક્ષમતાની ગતિ રોકવાનો ઉદ્યોગ કર્યો હતો. અને ઓગણીસમી સદીમાં ફુલાસિંહ એ દલનો અધિનેતા થઇને એઓના સાહસ, એઓની કર્ત્તવ્ય–બુદ્ધિ અને એઓનું વીરત્વ પવિત્ર ઇતિહાસની સાથે પરિણિત કરી મૂક્યુંછે. જે દિવસે ફુલાસિંહે મહારાજ રણજિતસિંહની સામે પોતાની અસાધારણ સાહસ અને તેજસ્વિતાની ઓળખાણ આપી હતી, તે દિવસથી અકાલીઓમાં તેની પ્રતિપત્તિનો સંચાર થયો. તે દિવસથી અકાલીઓએ સંમિલિત થઇને

તેને પોતાનું અધિનેતા પદ અર્પણ કર્યું. ક્રમે કરીને તેનું દલ પુષ્ટ થયું, ક્રમે કરીને ચારસો અકાલી સર્વદા તેનો હુકમ પાળવામાં તત્પર થઈ પડ્યા. ફુલાસિંહ એ અનુચરોથી પરિવૃત થઇને નાના સ્થાનમાંથી અર્થ સંગ્રહ કરવા લાગ્યો. નિરાશ્રય દુ:ખીઓની રક્ષા કરવી એ તેઓનું પ્રધાન કર્તવ્ય હતું, તે બધી વખતે સર્વાન્તઃકરણથી ઉપલા કર્તવ્ય પ્રતિપાલનમાં તત્પર થયો. જ્યાં નિર્ધન, નિરાશ્રય અને નિપીડિત માણુસ દુ:સહ યાતનામાં નિરંતર દગ્ધ થતા, તે જગ્યા ઉપર રક્ષા કર્ત્તા ફુલાસિંહનો આવિર્ભાવ થવા લાગ્યો; જ્યાં ક્ષમતાશાલી ધનવાન લોક વિલાસના તરંગમાં ડોલતા ડોલતા પોતાની ધનવૃદ્ધિનું સુખકારક સ્વપ્નું જોતા, ત્યાં ફુલાસિંહ તેનું ધન લેવાને અને ક્ષમતા નષ્ટ કરવાને હાથ વધારવા લાગ્યો; જ્યાં નિ:સંબલ, નિ:સહાય અનાથની પવિત્ર શોકની પ્રતિમૂર્ત્તિ સ્વરૂપ નિર્જન પર્ણકુટીરમાં નીરવે બેસી રહેતી હતી, અને પોતાના હૃદયની પ્રચંડ હુતાશન હોલવવાને માટે નિરંતર નયન–સલિલથી સમુદય દેહ પ્લાવિત કરતી, તે જગ્યા ઉપર ફુલાસિંહ પોતાના દયા તેને શાંતિના અમૃતમય ક્રોડમાં આશ્રય આપવાને અગ્રસર થવા લાગ્યો. ફુલાસિંહનું એ સર્વ કાર્યનું વિવરણ ક્રમે કરીને પંજાબ

કેશરીના કર્ણગોચર થયું. રણજિતસિંહે તેને બોલાવી મગાવ્યો, અને પૂર્વના પ્રમાણે સ્નેહની સાથે તેને પાસ્કાની સંપત્તિ ગ્રહણમાં વિરત રહેવાને અનુરોધ કર્યો પરંતુ ફુલાસિંહ એ અનુરોધ રક્ષા કરવામાં સંમત થયો નહિ. રણજિતસિંહે તેને ઘણો સમજાવ્યો, પુષ્કળ ધન આપવા ચાહ્યું, વાગ્જાલ વિસ્તારીને શાંતિમય જીવનની શ્રેષ્ઠતા સાબેત કરવા લાગ્યો, પરંતુ કંઇજ માન્યું નહિ. તેની સલાહ, તેનું અંગીકૃત પુરસ્કાર, તેની વાક્ચાતુરીની મોહિની શક્તિ સર્વ ફુલાસિંહની આગળ પરાભવ સ્વીકાર કરી; ફુલાસિંહ રણજિતસિંહનો વશીભૂત થયો નહિ. તે અટલ પર્વતની પેઠે પોતાના સાધનમાં અટલ રહીને પેહેલાના પ્રમાણે વિપન્નની વિપદ ઉદ્ધારમાં, દરિદ્રના દુઃખ મોચનમાં, અને ઉદ્ધત ને ગર્વિત ધનવાનોના ગર્વ હરણમાં વ્યાપૃત થયો. એ વખતે ફુલાસિંહના દલમાં ચાર પાંચસો મનુષ્ય હતાં. એઓ સઘળાઓ પોતાના દલપતિનો હુકમ પાળવામાં તૈયાર રહેતા. મહારાજ રણજિતસિંહે જાણી લીધું હતું કે, ફુલાસિંહને ભય બતાવ્યાથી કંઈ ફળ થશે નહિ, ધીરભાવથી સ્નેહની સાથે નાના પ્રકારની લાલચ બતાવ્યાથી તેને વશમાં રાખી શકાશે. રણજિતસિંહે ફુલાસિંહના વિરુદ્ધમાં પેહેલા સૈન્ય મોકલ્યું હતું

પણ તે વશમાં આવ્યો નહિ, ત્યારે છેલ્લીવારે એક ઉપાય અવલંબન કર્યો. એ ઉપાયથી તેની વાસના ફલવતી થઇ, ફુલાસિંહ પંજાબ—કેશરીનો અનુગત અને ક્રમે કરીને તેનો પરમપ્રિય મિત્ર થઇ પડ્યો.

એ સમયથી મહારાજ રણજિતસિંહની ક્ષમાતા પરિવર્દ્ધિત થઈ. એ સમયથી ફુલાસિંહ અજય તેના દલના લોકોનું અસાધારણ સાહસ અજય પરાક્રમના ઉપર નિર્ભય કરીને રણજિતસિંહ દુર્જય આફગાનોના વિરુદ્ધમાં સમુત્થિત થયો તેણે અનેક યુદ્ધમાં એ સૈન્યદલમાં વીરત્વથી વિજય-લક્ષ્મીનો અધિકાર કર્યો હતો. ફુલાસિંહના દલના એક વીરપુરુષના લોકાતીત સાહસથી મુલતાન અધીકૃત થયું અને ફુલાસિંહે પોતાનું અસાધારણ પરાક્રમ બતાવીને ભૂલોક-સ્વર્ગ કાશ્મીરને હાથ કર્યું. મહારાજ રણજિતસિંહે જ્યારે સિંધુ નદી ઉતરીને આફગાનિસ્થાનમાં પ્રવેશ કર્યો બહુ યુગના પછી પંચનદના હિંદુ ભૂપતિના આધીનમાં જ્યારે હિંદુ સૈન્ય નઓશેરના યુદ્ધ-ક્ષેત્રમાં આફગાનોની સામે થયા, ત્યારે ફુલાસિંહે જેવું લોકાતીત વીરત્વ દેખાડીને વિજય-લક્ષ્મીની સંબદ્ધનાં કરી, અને જેવી રીતે લોકોતીત સાહસની સાથે યવન સૈન્યને નિર્મૂલ કરતો કરતો છેલ્લે તે નઓશેરના

સમરસ્થળમાં તે પવિત્રતામય પરમ તીર્થમાં, અકાતરથી અમ્લાનભાંથી અનત નિદ્રામાં નિદ્રિત થયો, તે ઇતિહાસના પાનાં સ્વર્ણાક્ષરથી અંકિત કરવા યોગ્ય છે. એ મહાયુદ્ધમાં પહેલા શિખોનું પરાક્રમ વિચલિત હતું, પહેલા પઠાણો જય થશે એવી આશા કરી હતી. રણજિત્‌સિંહના યુરોપિયન સેનાપતિ એણટુરા અને એલાર્ડ પણ પહેલા આફગાનોના આક્રમણ નિરસ્ત કરવામાં પરાંમુખ થયા હતા. એ સંકટાપન્ન સમયમાં રણજિતસિંહ વિપક્ષિની ગતિ રોકવાને માટે પોતાના સૈન્યોને એકઠા કરવાની વૃથા મહેનત કરતો હતો, વૃથા ઇશ્વરનું અને પોતાના ગુરુનું પવિત્ર નામ ઉચ્ચારણ કરીને સૈન્યોને અગ્રસર કરવાનો અનુરોધ કરતો હતો, વૃથા અશ્વ ઉપરથી ઉતરીને નિષ્કાષિત તરવાર હાથમાં પકડીને, ભૈરવ રવથી સેનાઓને તેની પછવાડે આવવાને હુકમ કરતો, તેના તે અપૂર્વ વિક્રમથી, અપૂર્વ વિસ્તારથી અને અપૂર્વ સાહસથી કંઇ પણ ફળ ફલ્યું નહિ. રણજીતસિંહ છેલ્લીવારે હતાશ થઇને પડયો, સૈન્યોને યુદ્ધમાં વિમુખ જોઇને ક્ષોભથી અને રોષથી એકલો તરવાર ફેરવતો ફેરવતો વિપક્ષના વ્યૂહમાં પ્રવેશ કરવામાં ઉદ્યત થયો. એવા સમયમાં “વારે ગુરુજિકી ફતે”! એ આ-

શ્વાસપ્રદ વાક્ય તેના હૃદયના અંતરસ્થળમાં પ્રવેશ કર્યા અને તેથી એકીવારે આશા, ભરોશો અને આનંદના તરંગ નાચી ઉઠયા. રણજિત્‌સિંહ સવિસ્મયથી વિસ્ફારિત ચક્ષે જોવા લાગ્યો. ફુલાસિંહે કાળા રંગનો વાવટો ઉડાડીને પાંચસો માત્ર અકાલી-સૈન્યની સાથે "વારે ગુરુજિકી ફતે!" શબ્દ બોલતો બોલતો તે ગમનાતીત પઠાણ-સૈન્યના વિરુદ્ધમાં અગ્રસર થાય છે. તેણે ફુલાસિંહને વિપક્ષના આઘાતથી અશ્વ ઉપરથી પડતો જોયો હતો, એ આઘાતથી ફુલાસિંહનો પગ ભાંગી ગયો હતો. લોકોએ તેને ધરીને સ્થાનાંતરિત કર્યો હતો. રણજિતસિંહે તેને જોયો હતો. આ વખતે તેને જોયું કે ફુલાસિંહ હાથીના ઉપર બેસીને વિપુલ ઉત્સાહની સાથે પોતાના સૈન્યોને ચલાવવા લાગ્યો. ગોળીઓના આઘાતથી તેનું દેહ ક્ષત વિક્ષત થયું છે, તેમાં નજર નથી, પ્રશસ્ત લલાટે ભીતી-વ્યંજક રેખાનો આવિર્ભાવ નથી, વિસ્તૃત લોચન હૃદયમાં દુશ્ચિતા તથા નિરાશા-સૂચક કાલિમાનો આવેશ નથી. ફુલાસિંહે હાથી ઉપરથી નિર્ભયમાં જલદ-ગંભીર સ્વરથી કહ્યું કે "વારે ગુરુજિકી ફતે?" તેના સૈન્યો ગુરુ ગોવિંદસિંહના મંત્ર પૂત છે-એ પ્રાતઃસ્મરણીય વાકયથી ઉત્સાહિત થઇને

પઠાણુ સૈન્ય નિર્મૂલ કરવામાં અગ્રસર થાય છે. ફુલા-
સિંહની આ તેજસ્વિતા જોઇને પંચનદનો અધીશ્વર
પ્રીત, ચમત્કૃત અને આશ્વાસયુક્ત થયો. કેવા બળથી
ગોવિંદસિંહનું મૃત્યુ થયું છે? કેવા બળથી ગુરુ ગો-
વિંદસિંહની મહાપ્રાણુતા તેના દેહની સાથે ચિર દિવસને
માટે વિલુપ્ત થઈ ગઇ છે? ઓગણીસમી સદીમાં ન-
ઓ:શેરાના આ પવિત્ર યુદ્ધક્ષેત્રમાં પણ ગોવિંદસિંહ
વર્તમાન રહ્યો છે; તદીય જીવંત ઉત્સાહપૂર્ણ વાક્ય
અને સમરભૂમિમાં પણ તેના પ્રતિષ્ઠિત સંપ્રદાયને
મતાવી મૂકયો છે. ફુલાસિંહ આજ ગુરુ ગોવિંદની
મહાપ્રાણુતાથી મહિમાન્વિત થઇને તેની મંત્ર પૂત
શોણિત અકલંકિત રાખવાને ઉદ્યત થયો છે, આ
વિનશ્વર જગતમાં શિખ-ગુરુનો એ મહિમાનો વિ-
લય પામશે નહિ. મહારાજ રણુજિત્સિંહે ફુલાસિંહને
પઠાણુના વ્યૂહ ભેદમાં અગ્રસર થતો જોઇને અસા-
માન્ય વિક્રમથી યુદ્ધ કરવાનો આરંભ કર્યો. આ વ-
ખતે ફુલાસિંહનું પરાક્રમ પઠાણો સહન કરી શક્યા
નહિ. અકાલીઓ મુહૂર્ત મુહૂર્તમાં યવન-સૈન્ય નિર્મૂળ
કરવા લાગ્યા. ક્રમે કરીને રણુજિતસિંહનું બીજું સૈ-
ન્ય આવીને અકાલીઓની સાથે મળી ગયું. ફુલાસિં
હ જે હાથી ઉપર બેઠો હતો, તેના માહુતના શરીર

